

# લાલ ચિઠ્ઠી

P. T.

પ્રયોજક — "પુષ્પ".

મુદ્ર ઍન્ડ મહુમ

ઠેકાણું:—અલાયાની વાડી સ્હામે, ટાવરરોડ-સુરત.

મુલ્ય આના આઠ



શ્રી સરસ્વત્યૈ નમઃ

[ શહેનશાહ અકબરના જમાનાની એક મશહૂર દંતકથા ]

# લાલ ચિઠ્ઠી

—: એટલે :—

## મ્હોતનો પયગામ.

[ એક ઐતિહાસિક જાસુસી ઉપન્યાસ ]

—: અનુવાદક અને લેખક :—
શ્રી. "પુષ્પ."
વાડીફળીઆ, પગથીઆ શેરી-સુરત.

—: પ્રકાશક :—
**કાગઝી મહમુદ એન્ડ મહમદભાઈ**
બુકસેલર અને પબ્લીશર.
[illegible]યાની વાડી સામે, ટાવર રોડ-સુરત.



આવૃત્તિ ૧ ] ઇ. સ. ૧૯૨૯ [ પ્રત ૨૦૦૦

મૂલ્ય: આના આઠ.

# પ્રસ્તાવના

**મ્હારી** પુષ્પ-વાટિકામાં પ્રફુલ્લેલું આ એકતાળીસમું પુષ્પ આજે હું ચૂંટી એની પરિમલ જનસમાજ સમક્ષ ધરી રહ્યો છું.

"ગુજરાતી સાહિત્ય મંદિર"તરફથી લગભગ પાંચેક વર્ષ પહેલાં બ્હાર પડેલા હિન્દીના મહાન કવિ મૈથીલીશરણ ગુપ્ત કૃત "રંગમે ભંગ" નામક ઐતિહાસિક કાવ્યમય કથાના અનુવાદ પછી એ દિશામાં મ્હારો આ બીજો પ્રયાસ છે, જ્યારે ગદ્ય સાહિત્યના અનુવાદ તરીકે મ્હારો આ પ્હેલવ્હેલો જ પ્રયાસ છે.

બંગાળી ભાષામાં જાસૂસી વાર્તા લેખક તરીકે મશહૂર થએલા બાબુ હરિસાધન મુખોપાધ્યાયની એક વાર્તાનો પંડિત ઈશ્વરીપ્રસાદ શર્માએ "લાલ ચિઠ્ઠી" નામક હિન્દી અનુવાદ બ્હાર પાડયો છે. એજ વાર્તાને આધારે પ્રસ્તુત વાર્તા યોજી કાઢવામાં આવી છે.

બસો છપ્પન પાનાના એ દળદાર પુસ્તકને કેવળ સવાસો જેટલા પાનામાં સમાવવા છતાં મૂળ હિન્દી અનુવાદનો અક્ષરેઅક્ષર તરજુમો આમાં કરવામાં આવ્યો નથી. ઓગણત્રીસ પ્રકરણોમાંથી છેલ્લા નવ તદ્દન કાઢી નાખી બાકીના પહેલેથી વીસ પ્રકરણોનો સારાંશ ઘટાવી-વધાવી કાયમ રાખવામાં આવ્યો છે. અર્થાત્ આમાંના એકથી ચૌદ પુષ્પો અનુવાદિત છે, જ્યારે બાકીના પાછળના તમામ પુષ્પો સ્વયં કલ્પિત અને સ્વયં લિખિત છે.

આમ અડધી કૃતિ અનુવાદિત અને અને અડધી સ્વતંત્ર હોવાથી જ અનુવાદક અને લેખક નામ લખવામાં આવ્યું છે. મૂળ હિન્દી વસ્તુમાં પાછળના પ્રકરણો નિરસ-ટુંકાવેલા અને અધૂરા લાગવાથી એટલો રસિક ફેરફાર કરવો પડયો છે.

પાત્રોના નામો મ્હોટે ભાગે એના એજ કાયમ રાખવામાં આવ્યા છે, તેમ છતાં કોઈ કઠણ નામ બદલીને સરળ પણ કરવામાં આવ્યું છે.

મુબારકની બ્હેન મલકાનું પાત્ર મૂળ પ્રસંગમાં પાછળથી અધૂરૂંજ ચર્ચાઇ એમને એમ પડતું મૂકવામાં આવ્યું છે, તેનું રસિક છેવટ પણ સ્વતંત્ર બુદ્ધિથીજ કલ્પીને વધારવામાં આવ્યું છે.

પુષ્પોના મથાળા એકાદ બે અપવાદ સિવાય તમામ નવા જ કરવામાં આવ્યા છે. ભાષા પણ અક્ષરેઅક્ષર તરજુમીઆ નહિ સાચવતાં સ્વચ્છન્દ રીતે ચાર-ચાર પાંચ પ્રકરણોને એક સામટા ગૂંથી લઇ આકર્ષક અને બંધબેસ્તી કરી લેવામાં આવી છે.

આટઆટલો મનસ્વી ફેરફાર કરી મૂળ હિન્દી અનુવાદમાં રહેલી તમામ ખામીઓ સુધારવા તરફ પૂરતું લક્ષ આપવા છતાં કોઇને કદાચ મનીઆ-મુબારક-સરફરાજ-લાલ-ગુલાલ-મલકા અને આયેશાના ઇતિહાસ અધૂરા રહી ગયેલા લાગશે. પણ મૂળ દંતકથાને આધારે લખાયેલા એ પુસ્તકમાં એથી વધારે આ પાત્રોને માટે કશો જ ઉલ્લેખ ન હોવાથી મ્હારે પણ એ જિજ્ઞાસાઓ પત્થર નીચે દાબી રાખવી પડી છે.

છેવટ જાસુસી ઉપન્યાસના હિંદી અનુવાદના અનુવાદક તરીકે જેવો આ મ્હારો પ્રથમ પ્રયાસ છે, તેવો જ પ્રકાશકનો પણ એ દિશામાં પ્રથમ જ પ્રયાસ છે. સર્વ શકિતમાન ઇશ્વર અમારો આ નવો સ્નેહસંબંધ અખંડ જાળવશે, અને જનસમાજ અમારા આ પ્રયાસને ઉત્તેજનથી સત્કારશે, તો અમે લેખક અને પ્રકાશક ઉભય આ પ્રકારના બીજા સુંદર અનુવાદો રજૂ કરવા ભવિષ્યમાં ભાગ્યશાળી થઈશું.

વાડીફળીઆ, પગથીઆ શેરી સુરત.

ભવદીયઃ "પુષ્પ."
ગમનલાલ હીરાલાલ બદામી.

દીપોત્સવી તા. ૧-૧૧-૨૯

સુરત બરાનપુરી ભાગોળ ભાજીવાળી પોળમાં આવેલા "શ્રી અંબીકા વિજય" પ્રેસમાં હરગોવનદાસ હરકીશનદાસે છાપી.




(૧) ખાન તથા હુસેનને મુબારકે કારાગૃહમાંથી છૂટા કરી પોતાના પરમ મિત્ર બનાવ્યા.

(૨) અંધ મનીઆએ પશ્ચાત્તાપના પાવકથી પ્રજળતા હૃદયે આખરે પ્રાણ છોડયા.

(૩) સરદાર ગ્યાસબેગે પોતાની ભત્રીજી ગુલાલનો હાથ ઘણા જ પ્રેમપૂર્વક મુબારકના હાથમાં મૂકયો.

(૪) મલકાએ પોતાનો ઇતિહાસ જણાવ્યા બાદ, તેની ડોકમાંથી પણ પેલું ભેદી તાવીજ નીકળતાં ખાને પોતાના અને મુબારકના તાવીજ સાથે એ સરખાવી બતાવ્યું. મુબારક અને મલકા ભાઇ–બ્હેન લાંબે વખતે એકેકને ભેટયાં.

(૫) વફાદાર સરફરાજને જાસુસોના સરદારનો અધિકાર આપવા ઉપરાંત મુબારકે ઇનામમાં પોતાની બ્હેન મલકાનો હાથ એના હાથમાં મૂકયો.

હજુ પણ આગ્રામાં મુબારકનું એ ભેદી ભોંયરૂં અને ભેદી ખજાનો કોઈ જગ્યાએ દટાયલો હોવો જોઇએ એવી લોકવાયકા છે.

મુબારક જેવા લૂટારૂની કદર કરનાર રાજા આજ કેટલા હશે ?

# લાલ ચિઠ્ઠી

પુષ્પ: ૧

## "શાહી ફરમાન"



"એટલે તું કહેવા શું માગે છે?"

"કહેવાનું બીજું શું હોય? દોસ્ત! મ્હેં જે સગ્ગી આંખોએ જોયું છે, એજ કહી રહ્યો છું."

"શું દિલ્હીશ્વર અકબર બાદશાહના રાજ્યમાં આવી બદમાશી! આટલી હિંમત! શેરઅલી! તું ગમે તેમ કહે, પણ ત્હારી આ વાત મ્હારે ગળે કદાપી પણ ઉતરી શકતી નથી."

"તું તો દિવાનો છે, દિવાનો, દોસ્ત! દુનિયામાં શેરને માથે સવાશેર જોઇએ એટલા પડેલા છે."

"વારૂ! ભલા એ તો બતાવ કે આ વાતનો ત્હારી પાસે શો પૂરાવો છે?"

"આ શાહી ફરમાન, કે જે હું અત્યારે નામદાર રાજા

સાહેબના (બીરબલ) હુકમથી દિલ્હીના કોટવાળ સાહેબને પહોંચાડવા જઇ રહ્યો છું."

"આ ભેદી વાતની ખબર ત્હને કોણે આપી ?"

"મ્હેં એક વખત તો ત્હને કહ્યું, કે મ્હેં મ્હારી નજરોનજર એ બનાવ જોયો છે, પછી શું ? અને આ અલીની આંખ એને દગો દેજ નહિ, એ પણ ખાત્રી રાખ......"

"જો એમજ છે, તો તો આ એક ભયંકર સાહસ કહેવાય."

"બેશક."

"બાદશાહના ખાસ માનીતા વજીર, સેંકડો સિપાઇઓથી સચવાતું એમનું જનાનખાનું, અને એમાં બેધડક દાખલ થઇને એમની ભત્રીજીના પલંગની નીચે એ **લાલ ચિઠ્ઠી** મૂકી જવી, એ કંઇ જેવી તેવી હિંમત ને જવાંમર્દીનું કામ છે ?"

"મ્હારૂં પણ એજ કહેવું છે. તું તો સારી રીતે જાણે છે, કે હું બાદશાહના જમણા હાથ જેવા મહારાજ બીરબલનો એક તાબેદાર નોકર છું. મ્હેં જાતે ને પોતે એ **લાલ ચિઠ્ઠી** યાને ભેદી દસ્તાવેજ એમના હાથમાં જોયો હતો. અને એને જ માટે કોટવાળને એકદમ પહોંચાડવાનું આ શાહી ફરમાન મ્હને આપવામાં આવ્યું છે. લે બેસ, રાજાસાહેબ મ્હારા પાછા ફરવાની અને જવાબની રાહ જોતા હશે. મ્હારે હવે જવું જોઇએ."

"પણ દોસ્ત ! મહેરબાની કરીને ફરી એક વાર મ્હારૂં ગરીબનું મકાન પાવન કરવું ભૂલતો નહિ. હું પણ આ ભેદી મામલામાં મ્હારૂં ભેજું પટકવા માગું છું."

"બહુ સારૂ....તો હવે સલામ."

"સલામ..."

બીજી જ પળે એ મુસલમાન ઘોડેસ્વારે ઘોડો મારી મૂક્યો.

*   *   *   *   *

ઉપરોક્ત ભેદભર્યો વાર્તાલાપ અકબર બાદશાહની ફોજના બે સિપાહી બચ્ચાઓ વચ્ચે થઈ ગયો હતો. બંને બચપણના દોસ્તો હોઈ બહાદુર અને રંગીલા હતા. એમાંનો પહેલો શાહી ફરમાન લઈ અશ્વ મારી મૂકનાર બીરબલનો વિશ્વાસુ નોકર હતો. એનું નામ શેરઅલી હતું. બીજો એનાથી વયમાં અને અનુભવમાં વૃદ્ધ હોઇ ખુદ શાહ અકબરનો એક માનીતો અંગરક્ષક હતો.

આ વખતે આગ્રા શહેરની કોટવાળી અલીમર્દનખાન નામનો એક બહાદુર તરૂણ શોભાવતો હતો. આખા આગ્રા શહેરમાં એની વીર હાક વાગતી. સહુ કોઇ ચોર–લૂટારા અને બદમાશો એના નામથી થર થર ધ્રૂજતા. આગ્રા–નિવાસીઓ એને ખાનસાહેબને નામે ઓળખતા અને બોલાવતા.

પેલો સાહસિક ઘોડેસ્વાર મારતે ઘોડે એના મકાન પાસે આવીને ઉભો. સમય મધ્યરાત્રીનો હતો. ખાનસાહેબ ગુલાબી ઉંઘમાં આરામથી સૂતેલા હતા. ત્યાં ઘોડા ઉપરથી ઉતરી શેરઅલીએ દરવાજા ઉપર ઉભેલા પહેરેગીરને કહ્યું:

"કોણ મહમદખાન ?"

"કોણ છે ?" ખભા ઉપરથી બંદુક નીચે ઉતારી પહેરેગીર બોલ્યો.

"એ તો હું શેરઅલી. મહારાજ બીરબલ તરફથી આવ્યો છું."

"અત્યારે ?"

"હા, જા એકદમ ખાનસાહેબને ખબર કર, કે રાજાસાહેબ તરફથી એક અગત્યનું શાહી ફરમાન લઇને એમનો એક સેવક આવેલો છે, અને તે આપને હમણા ને હમણા મળવા માગે છે."

"બહુત અચ્છા."

પહેરેગીર અંદર ગયો. થથરતે ટાંટીએ એ કોટવાળના શયન-ભુવનમાં આવ્યો. છેક પાસે જઇ એણે બ્હીતા બ્હીતા બુમ મારીઃ

"ખાનસાહેબ..."

એ યુવાન યોદ્ધાની મિંચાયલી પાપણો એકી બૂમે ઉઘડી ગઇ. અંગ ઉપર ઓઢેલી ચાદર દૂર કરતાં એ બ્હીક લાગે એવે સખ્ત સ્વરે ગર્જ્યોઃ "કોણ છે કમજાત ?..."

"ગુલામ મહમદ...નામદાર ! મહારાજ બીરબલ તરફથી શેરઅલી કોઇ અગત્યનો રૂક્કો લઇને આપને..."

"બીરબલ તરફથી ! જા, એને એકદમ અહીં મોકલી આપ."

પહેરેગીર કુર્નિશ બજાવી ગયો, ત્યાં શેરઅલી દાખલ થયો. એક પણ શબ્દના ઉચ્ચાર વિના એણે સલામ ભરી પેલું **શાહી ફરમાન** એના હાથમાં મૂક્યું.

ખાને શંકાશીલ દીલે એ બંધ લીફાફો ફાડયો. અંદર રાજા બીરબલની મહોરછાપવાળો એક પત્ર હતો. જેમાં આંધળાની આંખે દેખાય એવા ફકત પાંચ મોટા શબ્દો હતા. એક પલકમાં ખાનની આંખ એની ઉપર ફરી ગઇ. બીજી જ પળે એના હાથમાંથી એ પત્ર સરી હેઠે પડયો.

"યા અલ્લાહ ! આ વળી શું ?" ફાટી આંખે એ નીચે પડેલા પત્ર તરફ જોઇ રહ્યો.

" નામદાર ! જવાબ." થોડી વારે ધ્રૂજતા ધ્રૂજતા શેરઅલીએ એ શબ્દ મુખ બ્હાર કાઢયા.

ખાનની વિચારનિદ્રા ઉડી ગઇ. " જાવ, રાજાસાહેબને કહો, કે હું હમણા જ હાજર થાઉં છું."

બીજી જ પળે શેરઅલી આવ્યો હતો, તેમ ઘોડાને પૂરપાટ દોડાવતો ત્યાંથી અદ્રશ્ય થઈ ગયો.

ત્યારે એ શાહી ફરમાનમાં એવા તે પાંચ શું ભેદી શબ્દો હતા ?



પુષ્પ: ૨

## "લાલ ચિઠ્ઠી"





"મહમદ ! ઓ મહમદ !"

" જી, નામદાર ! હુકમ સરકાર."

" જા, કોટવાળીમાં જઇ હુસેનખાંને એકદમ અહીં હાજર કર."

પાપણ પાંચ વાર ઉઘડે ને દેવાય એટલા સમયમાં પહેરેગીર મહમદે હુસેનને કોટવાળ સાહેબનો હુકમ પહોંચાડી દીધો. હુસેન એ શાહી કોટવાળ ખાનના હાથ નીચેનો એક નોકર હોઈ જાસુસી વિભાગનો જૂનો જાણીતો સાહસિક અને વિશ્વાસુ નાયક હતો. આવતાંની સાથે જ એ અદબથી સલામ કરી ખાનના બીજા હુકમની રાહ જોતો સ્હામે ઉભો. થોડી વારે કોટવાળ સાહેબ કંઈ મકકમ વિચાર ઉપર આવતા એકદમ બોલ્યા: " હુસેન ! આપણા ઘોડા તૈયાર કર. અત્યારે ને અત્મારે આપણે ઉપડવાનું છે."

"ક્યાં ?" હુસેનથી અચાનક પૂછાઇ ગયું.

"મહારાજ બીરબલને ત્યાં."

"કારણ ?"

"આ શાહી ફરમાન."

એટલું કહેતાં ખાને એની તરફ પેલું શાહી ફરમાન ફેંક્યું. ઝગઝગાટ બળતા દિવાની રોશનીમાં હુસેને એમાં લખાયલા પાંચ કાળા શબ્દો વાંચ્યા.

**એકદમ આવો**
**ખાસ કામ છે**

❋ "બીરબલ"

બીજો એક પણ સવાલ–જવાબ ન કરતાં હુસેન બ્હાર ચાલ્યો ગયો. એની પાછળ ખાન પણ નીકળ્યો. બંનેએ પોતાના ઘોડાઓ બીરબલના મહેલ તરફ મારી મૂક્યા.

❋ ❋ ❋

પહેરેગીરને આગળથી જ સૂચના મળી ગઇ હતી, એટલે એણે ખાન અને હુસેનને એકદમ બીરબલ સમક્ષ હાજર કર્યા. થોડી વાર સુધી ત્રણેમાંથી કોઇ પણ ન બોલ્યું. તે પછી આમતેમ આંટા મારતાં બીરબલે એ બંનેને રહામેના સોફા ઉપર બેસવાની ઇશારત કરી. પણ

કોટવાળ સાહેબની અધીરાઈ વધુ વખત ટકી શકી નહિ. એમણે આગલો જ પ્રશ્ન કર્યો: " શી ખબર છે જનાબ ?"

" ત્હારી સાથે બીજું કોણ છે ?" વિચારનિદ્રામાંથી ચમકીને બીરબલે પ્રશ્ન કર્યો.

" હુસેન..."

" ચાલો, એ પણ ઠીક કર્યું. હુસેન પણ આપણને આ બાબતમાં ઠીક કામ લાગશે."

" એવી તે શી બીના છે, મહારાજ ?"

" ખાન" તેમની સ્હામેના એક મખમલના ગાલીચા ઉપર બેસતાં બીરબલ ગંભીર ભાવે બોલ્યો: " જો સાંભળ, આજથી છ માસ ઉપર બનેલો પેલો ભયંકર બનાવ તો હજુ તું નહિ ભૂલી ગયો હોય !"

" અમીર સફદરઅલીનું એમના મકાનમાં ખૂન થયું હતું, એજને ?"

" એજ...એ વખતે તો આપણે બાદશાહને કાને એ વાત ન જવા દઈ, જેમ તેમ છુપાવી લીધું, પણ આ વખતે તો ઇજ્જતના લીલામ થવાની........"

" એવું શું છે નામદાર ?" ખાન અડધો ઉભો થઇ ગયો.

" આમાં ઉતાવળનું કામ નથી, ખાન ! બદમાશ આપણા કરતાં બેવડો ચતૂર અને સાવધ છે. વારૂ, ત્હેં એ તો સાંભળ્યું હશે, કે આજ કેટલાક મહીના થયા સરદાર ગ્યાસબેગને ત્યાં એમના ન્હાના ભાઇની બે ખૂબસૂરત છોકરીઓ આવી ઉતરી છે. એમના નામ છે લાલ અને ગુલાલ. એમાંની મોટી લાલની શાદી

તો નક્કી થઇ ગઇ છે, પરંતુ ગુલાલ હજુ યુવાનીને આંગણે રમતી હોઈ કુમારીકા છે."

"હું નથી સમજતો કે જનાબ આજ કુમારીકા અને ખૂબસૂરતીની વાતો કાં કરી રહ્યા છે?" ખાન કંઇક હસમુખે મોઢે બોલ્યો: "નામદારના દીલની ઉમ્મીદ યાને તમન્ના એ ગુલાલના જોબન ઉપર......"

"બસ કર, ખાન! આ મજાક મશ્કરીની વાત નથી થતી. બલ્કે બનાવ જેટલો ગંભીર છે, તેટલો જ મામલો પણ ઇજ્જત અને જાનમાલના સટોસટનો છે."

"અચ્છા, મુઆફી રાજાસાહેબ! એ ગુલાબનું પછી શું છે?" ખાન બીરબલનો ગુસ્સો જોતાં પાછો ઠેકાણે આવી ગયો.

"સેંકડો સૈનિકોથી ઘેરાયલા એ સરદારના જનાનખાનામાં સૂતેલી એ પરીસુરત પંખીણીના પલંગ નીચેથી એક ભેદી કાગળ મળી આવ્યો છે. કોઇ બે માથા ધરાવનાર બદમાશ એમાં બહાદુરીથી દાખલ થઈ એક ખંજરમાં પોંચેલો કાગળ ઇરાદાપૂર્વક નાખી સહેલાઇથી છટકી ગયો છે."

"તો નામદાર......" ખાન આટલી વાત સાંભળતાં જ વચ્ચે બોલવાને ઇરાદે ઉભો થયો.

"પહેલાં પૂરેપૂરું સાંભળી લ્યો. ખ્યાસ સાહેબે ડહાપણ વાપરી બાદશાહને કાને આ વાત ન નાખતાં, એકદમ મ્હને બોલાવી આ બાબતની તાબડતોબ તપાસ કરવાને ફરમાવ્યું છે. અને એ બદમાશ ડાકુને પકડવાની મ્હને પંદર દિવસની મુદત આપી છે. અગર જો એટલા વખતમાં આપણે એ ભેદી બલાનો પત્તો નહિ મેળવી

શકીએ, તો ગ્યાસબેગ સાહેબ ખુદ સુલતાનને આ બાબતની ખબર કરશે. અને તે વખતે આપણા જાન માલ ને ઈજ્જત—આબરૂ સલામત રહેશે કે કેમ ? એ એક વિચારવા જેવી વાત છે."

"એવો બે માથા ધરાવનાર બદમાશ કોણ હશે ?" હુસેન આશ્ચર્યની સાથે બોલ્યો.

"એ ચિઠ્ઠી વાંચ્યા પછી મ્હને તો એમ ચોકકસ લાગ્યું છે, કે આજથી છ મહીના ઉપર પેલું અમીરનું ખુન કરનાર વ્યકિત તેજ આ હોવી જોઇએ. કાગળ પણ એજ છે, અને સંદેશો પણ એવો જ છે. છતાં અજાયબી એટલી જ છે, કે આજ છ છ મહીના થયા એ ખૂની શયતાનની કોઈપણ જાતની ભાળ હજુ આપણને મળી નથી, અને ગ્યાસબેગના ક્રોધ મિજાજ અને સત્તાથી તો તમે કયાં અજાણ્યા છો ? જેઓ શાહના જમણા હાથ હોઇ, જેમની પુત્રી મહેરૂન્નિસાની શાદી બાદશાહના વડા પુત્ર સલીમની સાથે થનાર છે, એવા પ્રભાવશાળી સરદારના મહેલમાં પ્રવેશી આટલી હિંમત ચલાવવી, એટલું જ નહિ પણ ખૂદ એમને પણ ધમકી આપવી એનો અર્થ શું ?"

"મહારાજ ! મ્હને તો લાગે છે, કે એ શયતાનને સરદાર ગ્યાસબેગના મકાનની કોઇ બાંદી અગર પહેરેગીરની સાથે જરૂર છૂપો વહેવાર હોવો જોઇએ. મહેલનું કોઇ ખાસ માણસ ફૂટીને એને મળી ગયા વગર એ આટલી હિંમત કરી શકે જ નહિ." હુસેને હવે હવાઇ કિલ્લા બાંધવા શરૂ કર્યા.

"લેકીન જનાબ ! એ કાગળ કયાં છે ?" દાઢી ઉપર હાથ પસવારતા ખાનસાહેબ બોલ્યા.

"હા, એ તો હું ભૂલી જ ગયો. લ્યો જુઓ, આ રહ્યો એ કાગળ. એને ઉઘાડો અને વાંચી જુઓ."

એમ કહેતાં બીરબલે પાસેના પલંગ ઉપર મૂકેલું એક ખંજર અને પસ્બીડીઉં ખાનના હાથમાં મૂક્યું. ખાને એ ખંજર તરફ નહિ જેવી નજર નાખી, કારણ કે એની ઉપર એક પણ અક્ષર લખેલો ન્હોતો. બંધ કવરમાંથી એણે બીજી જ પળે કાગળ ખેંચી કાઢ્યો. કાગળ બ્હાર નીકળતાં જ આતૂર આંખે પાસે ઉભેલો હુસેન ચિત્કારી ઉઠ્યો: "આ તો **લાલ ચિઠ્ઠી.**" કોટવાળ તેમજ હુસેન બંને એનો લાલ રંગ જોતાં જ ઢીલા થઇ ગયા. એમના મોઢા ઉપર એક જાતના ભયની છાયા પથરાઇ ગઈ. "એ તો...એ તો...એજ...મહારાજ..." કોટવાળ થરડાતી જબાને બોલ્યો.

એ લાલ ચિઠ્ઠીમાં એવો તે શું ભેદ હતો ?



## પુષ્પ ૩: "મહોબ્બતનો પયગામ"


એ લાલ ચિઠ્ઠીમાં લખ્યું હતું, કે:

**અમીરઉદ્દૌલા ગ્યાસબેગ સાહેબ,**

આજકાલ આપ દિલ્હીપતિના જમણા હાથ હોઇ પ્રધાનપદ શોભાવવા સદ્ભાગ્યશાળી થયા છો, અને તેથી જ મ્હારી એવી પ્રબળ ઇચ્છા થઇ છે, કે આપની સાથે મ્હારે શત્રુ તરીકેનો નહિ, પણ એથીયે આગળ વધીને એવો અંગતના સગા તરીકેનો સંબંધ બાંધવો. જેવી રીતે શાહજાદા સલીમ આપની ખૂબસુરત બેટી મહેરૂન્નિસા સાથે શાદી કરવાની ઇંતેજારી ધરાવી રહ્યા છે, તેવીજ રીતે

આ સેવક પણ આપની સહુથી ન્હાની ભત્રિજી ગુલાલને પોતાની બીબી બનાવવા ઇચ્છા ધરાવે છે.

દુનિયાની આંખે એક દિલાવર અને સાહસિક ડાકૂ હોવા છતાં હું કોઇ હલકા કુળનો કે મામૂલી ઇન્સાન નથી. અલબત્ત હું ગરીબોના પરસેવા અને આંસુના પૈસા ઉપર બાદશાહી વૈભવ ભોગવનારા ખાનદાન શ્રીમંતોનો અને સત્તાધીશોનો કટ્ટો દુશ્મન છું, પણ હજુ સુધી મ્હારા હાથ બીજા કહેવાતા લૂટારૂઓની માફક કોઇ નિર્દોષના ખૂનથી નથી રંગાયા. મ્હારી પાસે એટલી બેશુમાર દૌલત છે, કે જો હું ધારૂં તો એક વાર આખા આગ્રા અને દિલ્હીના ધનાઢયોના એકત્ર ખજાનાના ડુંગરને પણ ઢાંકી દઉં.

આપની યુવાન ભત્રીજી ગુલાલના સૌન્દર્યની તારીફ સાંભળી હું એની ઉપર દીલોજાનથી આફ્રીન-ફીદા થયો છું, અને પાક મુસ્લીમ મજહબ અનુસાર એની સાથે નીકાહ પઢવા ચાહું છું. મ્હારી તાકાતનો ખ્યાલ કરી આપ સાહેબ મ્હારી માગણી મંજુર કરશો એવી હું આશા રાખું છું. આ શહેરને કિનારે આવેલી અનવરી મસ્જીદની બ્હાર બાગના સંગેમરમરના ચબૂતરા ઉપર એક મખમલની ગાદી બિછાવેલી હશે. પાસે ચેરાગ બળી રહ્યો હશે. એ ચબૂતરા ઉપર આજથી બરાબર ત્રીસમે દિવસે મધ્ય રાત્રે મ્હારી એ મનહરણી માશુકને મૂકીને આપ ચાલ્યા જજો. વાયદા પ્રમાણે હું ત્યાં હાજર થઇશ. એક મહીનો પહેલાં આપને વિચાર કરીને મ્હારી આ માગણી મંજૂર કરવાની ફરમાશ થાય છે. જો કોઇ જાતની ચાલબાજી કે ફરેબી રમશો, તો યાદ રાખજો, કે તેને માટે પણ હું પૂરતી સાવધાની આગળથીજ રાખવાનો છું. અગર જો આપ

મ્હારી આ માગણી તરફ ધ્યાન નહિ આપો, તો સફદરઅલીનું જેવી રીતે ખૂન થયું છે, તેવી રીતે આપનું પણ લોહી રેડવામાં આવશે. એક વાર ફરીથી આપને ચેતાવું છું, કે જો આપ આપની સલામતી ચાહતા હો, દુશ્મનને દોસ્ત બનાવવા માગતા હો, તો જુમ્મા-શરીફના એ પાક દિવસની રાતનો મ્હારો આ **મહોબ્બતનો પયગામ** પાળવા નહિ જ ભૂલશો.

લી.

પોતાનું ધારેલું પાર ઉતારનાર

**કમાલઉદ્દીન મુહમ્મદ મુબારક.**

"ખાન ! કહે જોઉં, આ આદમીની હિંમત કાંઇ જેવી તેવી છે ?" બીરબલ કોટવાળના મ્લાન મુખ તરફ જોતો બોલ્યો.

"હરગીજ નહિ, નામદાર ! દિવસે જંગલોમાં છૂપાઇ રહેનાર, અને રાત્રે ચોરી કરનાર સાધારણ ડાકૂમાં આટલી હિંમત અને તાકાત ! અને તે પણ વળી ગ્યાસબેગ જેવા મહાન સરદાર સાથે ! સંભવે જ નહિ."

"સાથે ગ્યાસબેગે પણ આ પત્ર શાહની પાસે ન મોકલતાં, મ્હને સુપ્રત કરવામાં ડહાપણ વાપર્યું છે. શાહની કૃપાથી આવા જોખમદારી વિભાગની સત્તા મ્હને સોંપવામાં આવી છે, અને મ્હારી તરફથી શહેરના આવા શયતાનોને પકડવા મ્હેં તમને કોટવાળી સોંપી છે. અગર જો પંદર દિવસની મુદતમાં આપણે આનો પત્તો નહિ મેળવી શકીએ, તો આપણી પ્રતિષ્ઠા અને પ્રાણ રહેશે કે કેમ ? તે એક વિચારવાની વાત છે. માટે ગમે તે પ્રકારે આપણે આ

સાહસિક ડાકૂને જીવતો યા મુએલો સપડાવી બાદશાહ સમક્ષ ઉપસ્થિત કરવો જ જોઇએ."

" સાંભળો, રાજાસાહેબ ! મ્હારા મગજમાં એને પકડવા માટે એક યુક્તિ ગોઠવાઇ છે." ક્યારના દાઢી પસવારી વિચારમાં પડેલા કોટવાળ સાહેબ હવે બોલવા લાગ્યા: " આગ્રા શહેરની એક ખૂબસૂરત નાચનારીને ગ્યાસ સાહેબની ભત્રીજી ગુલાલના ઘરેણા–કપડા પ્હેરાવી, બરાબર એના જેવી જ બનાવી અનવરી મસ્જીદમાં બેસાડી આવવી. અને આપણે એ વખતે થોડે દૂર ફોજ સાથે સંતાઇ રહેવું. જેવો એ ડાકૂ એને લેવા આવે, તેવા જ એની ઉપર તૂટી પડી એને પરહેજ કરવો. કેમ ? મ્હારી બાજી કંઇ ધ્યાનમાં ઉતરે છે ? વિચાર હોય તો ગ્યાસ સાહેબને આ તરકીબ લખી મોકલી, એમનો અભિપ્રાય પૂછાવો."

" ભલે, આપની એ યુકિતને માટે હું ગ્યાસબેગને લખી ખબર આપીશ." બીરબલે જવાબ આપ્યો.

એ પછી મોડી રાત્રે એ ત્રણે વ્યકિત એ દિશામાં માહીતી મેળવવા એકેકથી છૂટી પડી.

* * *

ચારે બાજુ ઘોર અંધારૂં હતું. કોઇ કોઇનું મોઢું જોઇ શકતું ન્હોતું. હુસેનને કોટવાળી તરફ વિદાય કરી ખાન વિચાર કરતો કરતો એ ગાઢા અંધકારમાં આગળ વધી રહ્યો હતો. " એજ સફ્દરઅલીનો ખુની ! લાલ ચિઠ્ઠીનો લેખક ! લુટારૂ મુબારક...ધનવાન...કુળવાન...ખાનદાન...બહાદુર...છતાં ધંધો ડાકૂનો......"

એટલામાં પાછળથી કોઇએ એને બૂમ મારી: "ખાનસાહેબ ! ઓ કોટવાળ સાહેબ !"

"કોણ છે ?" ખાને ચમકીને પીઠ ફેરવી.

"કાળા માથાનો માનવી." એ વ્યકિત ખડખડાટ હસી.

"શું કામ છે ?" કોટવાળે અંધારામાં એનું મોઢું ન જણાયાથી દાંત પીસીને પડઘો પડે એમ જોરથી સવાલ પૂછ્યો.

"કંઇ કામ હશે, ત્યારે જ આવા અંધારામાં આપને ખોળતો તકલીફ આપવા આવ્યોને ? કેવી અકકલ વગરની વાત કરો છો." વ્યકિતએ એને મૂર્ખ બનાવી ફરીથી હાસ્ય કર્યું.

"જલ્દી જવાબ આપ, બદમાશ તું છે કોણ ?"

"બસ ! એટલામાં જ બ્હીક લાગી કે શું ?"

"આ અલીમર્દનખાં બ્હીક શી વસ્તુ છે, એને ઓળખતો જ નથી."

"જો એમજ છે, તો કોઇપણ જાતનો ખોટો ખ્યાલ મગજમાંથી કાઢી નાખી મ્હારી પાછળ પાછળ એકદમ ચાલ્યા આવો. તમારા દીલની મતલબ હું સમજી ગયો છું. અને આપ યકીન રાખશો તો હું તે પૂરી કરીશ."

એટલું કહી એ ભેદી વ્યકિત અંધારામાં સડસડાટ આગળ વધવા લાગી. સાહસિક ખાન પણ એના શબ્દો ઉપર વિશ્વાસ રાખી એની પાછળ પાછળ કોઇ જાદુઈ શકિતના આકર્ષણે ખેંચાઈ દોરાવા લાગ્યો.

એ ભેદી વ્યકિત કોણ હતી ? અને એને કયાં લઇ ગઇ ?

પુષ્પ: ૪

## "ભેદી અવાજ"





આ વખતે સારા આગ્રા શહેરના જાસુસી વિભાગમાં જો કોઇ શુરો અને સાહસિક વીર લેખાતો હોય, તો તે ખાનસાહેબ પોતે હતો. એ હમેશાં એમ કહેતો, કે: "મ્હારી પાસે એક ખંજર અને એક તલવાર હોય, બસ પછી હું પચ્ચીસ માણસોને પહોંચી વળવા શકિત ધરાવું છું." અને એની એ વાત તદ્દન સાચી હતી. પોતાની એજ તાકાતના વિશ્વાસ ઉપર અલીમર્દનખાન આજ એક અજાણી વ્યકિતની સાથે અંધારામાં આગળ વધી રહ્યો હતો.

રસ્તો કાપતા કાપતા તેઓએ કંઇક આડીઅવળી ગલીકુંચીઓ વટાવી યમુના કિનારેથી આગળ વધતો એક નિર્જન માર્ગ પકડયો. અત્યાર સુધી મુંગે મોઢે આગળ વધતા ખાનના પગ હવે શ્રમથી ઢીલા થઇ ગયા. એ ઘોડેસ્વારીમાં એકકા ગણાતા શુરવીરને પગે ચાલવાની લાંબી આદત ન્હોતી, એટલે એણે શાન્તિનો ભંગ કરી પોતાની આગળ ચાલતા એ ભેદી પુરૂષને પ્રશ્ન કર્યો:

"આપનું નામ શું છે?"

"એ હું હમણા કહી શકતો નથી."

"હજુ મ્હારે કેટલોક વખત આમ ચાલવું પડશે?"

"આપણે ધારેલે સ્થળે ન પહોંચીએ ત્યાં સુધી."

"આપનું એ ધારેલું સ્થળ કયારે આવશે?"

"ફકત અડધા કલાકમાં."

"એટલે લગભગ હજુ એક ગાઉ ચાલવું પડશે ખરૂં ! ભલા, એક વાત પૂછવા માગું છું, જવાબ મળશે ?"

"શા માટે નહિ ? ખુશીથી પુછો."

"તમે મુસલમાન દેખાવ છો !"

"એટલું જ નહિ, બલ્કે આપની જ કોમનો એક મુગલ સિપાઇ."

"તમે મ્હારી પાસે શી આશા રાખો છો ?"

"મદદની."

"કયા કામમાં ?"

"આપ જે પ્રખ્યાત લૂટારૂ મુબારકને પકડવાના પ્રયત્નમાં છો, એ બાબતમાં."

"એ વાત તમે કયાંથી જાણી ?"

"તમે તમારા સાથી સાથે એ વાત કરતા હતા, તે મ્હેં કાનોકાન સાંભળી છે."

"અમારી પાછળ આવી જાસુસી કરવાનું પ્રયોજન આપને ?"

"મ્હારા માલીકના હુકમથી. હું આ શહેરના હાકેમ મહારાજ બીરબલની પાસે ગયો હતો, પણ અંદર જઇ શકયો નહિં."

"કેમ ?"

"મહારાજના પહેરેગીર મહમદે અંદર ન જવા દીધો."

"કારણ ?"

"મ્હેં મહારાજને મળવાની ઇચ્છા જાહેર કરી, ત્યારે એણે મ્હને કહ્યું, કે આ વખતે શહેરના કોટવાળ સાહેબ સાથે એઓ કોઈ અગત્યની વાત કરી રહ્યા છે, માટે તું કાલે આવ."

"વારૂ...પછી ?"

"હું એથી નાઉમેદ ન થયો. મ્હેં ધાર્યું, કે વાત કરીને કોટવાળ સાહેબ જરૂર બ્હાર તો નીકળશે જ. એટલે મહારાજને નહિ મળી શકાય, તો આપને મળી કહેવાની વાત કહી નાખીશ. એમ સમજી હું આપના જવાના માર્ગ વચ્ચે આગળથી સંતાઇ રહ્યો.

"હાં...પછી ?"

"પછી આપ રાજમહેલમાંથી બ્હાર તો નીકળ્યા, પણ હું આપની સાથે કોઇ બીજા માણસને જોઇને ભૂલાવામાં પડી ગયો."

"કેમ ?"

"હું ફક્ત આપની સાથે જ વાત કરવા માગતો હતો. અને પછી તો બન્યું પણ એમજ. એ માણસ અડધે રસ્તેથી જ આપનો સંગાથ છોડી ગયો અને હું મ્હારી મતલબ પાર પાડવામાં છેવટ ફાવ્યો."

"ભલે, તમારી વાત ઉપર મ્હને કંઇક વિશ્વાસ બેસે છે. પણ હવે તમારે જે કંઈ કહેવું હોય, તે મ્હને અહીં જ કહી દયો. હું હવે આગળ વધવા માગતો નથી."

"કેમ ? આપને મ્હારી સાથે આવવામાં કંઈ ભય કે સંકોચ લાગે છે ?"

"બ્હીક અને મ્હોત શી ચીજ છે, તેને આ ખાન પીછાનતો જ નથી. પરંતુ મ્હને પગે ચાલવાની ઝાઝી આદત નથી, એટલે હું ખાલી તકલીફ લઇ સમય ગુમાવવાની કંઇ જ જરૂર જોતો નથી."

"જનાબ ! મ્હારા શબ્દ ઉપર વિશ્વાસ રાખો. હું પણ આપના જેવો જ એક લાચાર સેવક છું. મ્હારા માલીક આપની સાથે એક અગત્યની વાત કરવા આપને મળવા માગે છે. બસ, એથી વધારે એક અક્ષર પણ કહેવાની મ્હને રજા નથી છતાં

એટલી હું આપને ખાત્રી આપું છું, કે પાછા ફરતી વખતે આપને પગે ચાલવું નહિ પડે. આપને એક તેજી ઘોડો જરૂર મળશે."

"ભલે, તો આગળ ચાલો."

આમ વાત કરતા કરતા બંને એક એવા મહોલ્લામાં આવી પહોંચ્યા કે જ્યાં હલકા વર્ણના ગરીબ મનુષ્યો ઝુંપડાઓમાં રહેતા હતા. આવી ગંદી અને ગલીચ જગ્યાને એક ખુણે એક જર્જરિત સ્થિતિનું જૂનું પૂરાણું મટોડીનું કાચું મકાન હતું. જેની બારીઓથી એક લાંબું દોરડું નીચે લટકતું હતું. પેલા કોટવાળના સાથીએ એ જગ્યાએ અટકી એ દોરડું ખેંચ્યું. થોડી વારે બારણા ઉઘડી ગયા. કોટવાળને એની અંદર રોશનીની ચમક માલમ પડી. એણે અજાયબીમાં ગર્ક થતાં પોતાના સાથીદારને પૂછ્યું: "શું તમારો માલીક આવા કંગાલ ઝુંપડામાં રહે છે?"

"જનાબ, આપની ધારણા ભૂલભરેલી છે. અમારા માલીક કોઇ જેવા તેવા સાધારણ આદમી નથી. આ તો મકાનમાં પ્રવેશવાનો એક ચોર દરવાજો છે, જ્યારે અંદર એક આલીશાન બે માળનું મકાન છે. ફક્ત ડાકૂ મુબારકની બ્હીકથી જ એઓ આવી છૂપી જગ્યાએ રહે છે."

વાતચીત આગળ વધે ત્યાં તો એક બીજો માણસ કે જે આ ચોર દરવાજાનો રક્ષક હતો, તે બોલ્યો: "તમારી સાથે આ નવો માણસ કોણ છે?"

"હુજૂરે જેને બોલાવી લાવવા મ્હને મોકલ્યો હતો, તે."

"ગુસ્તાખી માફ કરજો, ખાંસાહેબ, અમારા માલીકના હુકમ મુજબ હવે આપને આંખે પાટા બાંધીને અમારે આગળ લઇ જવા

પડશે.” પેલો માણસ વિનયપૂર્વક બોલ્યો.

“ ભલે, એમાં મ્હને વાંધો નથી, તમારા જેવા જવાંમર્દ દગો કરે એમ હું માનતો જ નથી. તેમ છતાં તેવું કંઈ થશે, તો ખાન તેનો જવાબ આપતા પાછો પડે એમ પણ નથી.”

“ એ માટે આપ બેફિકર રહો. અમે દુશ્મન સાથે દુશ્મન અને દોસ્ત સાથે દોસ્ત છીએ.”

એ પછી ખાનસાહેબની આંખે પાટો બાંધવામાં આવ્યો. એનો હાથ હાથમાં લઇને પેલો અજાણ્યો માણસ આગળ ચાલવા લાગ્યો. ચતૂર ખાન ચેતી ગયો, કે તે પોતે કોઇ સીડીના પગથીઆ ઉતરી જમીનની અંદરના ભાગમાં–ભોંયરામાં જઈ રહ્યો હતો. થોડી વાર આમ ચાલ્યા પછી એઓ એક જગ્યા ઉપર આવી અટકી ગયા. ચારે બાજુએથી સુગંધી પદાર્થોની મ્હેંક મારી રહી હતી. ખાન સમજી ગયો કે તે પોતે અત્યારે કોઇ રાજવંશી મ્હેલના ઓરડામાં આવી ઉભો છે. ત્યાં તો એના સાથીદારે કહ્યું: “ લ્યો જનાબ ! હવે હું આપની આંખો ઉપરથી પરદો હટાવી દઉં છું. સાવધાન !”

અંધારપટ ઠેલાતાં જ ખાને જે દ્રશ્ય જોયું તે એને પત્થરના પૂતળા જેવો બનાવી દેવાને પૂરતું હતું. એક ઘડીભર એને એમ જ લાગ્યું, કે પોતે કોઇ આગ્રાના માનવંતા ઉમરાવના મહેલમાં મહેમાન તરીકે ઉભો છે.

“ આપ અહીં આરામ લો, દરમ્યાન હું મ્હારા માલીકને આપના આગમનની ખબર આપું છું.”

પેલો અજાણ્યો પુરૂષ એને અહીં એકલો છોડી ચાલ્યો ગયો. એ પછી આમતેમ હરીફરીને એ રોશનીથી ઝગઝગતું દિવાનખાનું

ધારીધારીને જોતા ખાન એક મખમલથી જડેલી નરમ ખુરસી ઉપર બેઠો. એના મગજમાં અત્યારે સેંકડો વિચારોનું મંથન થઇ રહ્યું હતું.

"આ આલીશાન મકાનનો માલીક કોણ હશે? એ મશહૂર ડાકૂ મુબારકનો તો આ અડ્ડો નહિ હોય! જો એમ જ હોય, તો તો પછી મ્હેં અહીં આવવામાં જરૂર બેવકુફી કરી કહેવાય. એક અજાણ્યો માણસ, કે જેનું નામ-ઠામ મ્હને બિલ્કુલ માલમ નથી, તેની ઉપર વિશ્વાસ રાખીને અહીં સુધી ચાલ્યા આવવામાં મ્હેં ભલે સાહસ કર્યું હોય, પરંતુ ડહાપણ તો નહિ જ. પણ અફ-સોસ...હવે એ ખ્યાલો કરવાથી ફાયદો પણ શું? પણ ના...ના... જો એ ડાકૂનું જ આ ભેદી દૌલતખાનું હોત, તો પછી એ લોક મ્હને પ્રવેશદ્વારમાં જ કેમ ન મારી નાખત! જે હશે તે...હમણા જ જણાશે. સિંહની ગુફામાં પગ ભર્યો છે, તો હવે બ્હીવાથી શું વળે એમ છે?"

આવા આવા વિવિધ વિચારો જ્યાં એના મગજમાં થઇ રહ્યા હતા, ત્યાં એકાએક એ ચોંક્યો, ખુરસી ઉપરથી એકદમ ઉછળી પડ્યો. કારણ? એને કાને એક તીણો-ધીમો-કોયલ જેવો પણ સ્પષ્ટ અવાજ આવ્યો:

"ઓ કમનસીબ જુવાન! તું કોણ છે? શા માટે આ મહોતની ખીણમાં આવ્યો છે? જો જીવવાની ઇચ્છા હોય, તો એકદમ અહીંથી પલાયન થા. નહિ તો...નહિ તો..."

"નહિ તો શું? ખાન લાલચોળ આંખે કમરપટામાં લટકતી તલવારની મૂઠ પર હાથ નાખી ગર્જ્યો.

"એ લોકો ત્હને જાનથી બેજાન કરશે."

"એ લોકો એટલે કોણ?"

"આ દૌલતખાનાના શરીફ ડાકુઓ."

"ત્યારે તું કોણ છે?"

"જો હું કોણ છું."

સરરરરર કરતા એક ધીમા અવાજની સાથે સ્હામેની ભીંતનો એક છૂપો ભાગ દ્વારની માફક નીચે સરી ગયો. એમાંથી એક ભેદી વ્યકિત બ્હાર ધસી આવી. ખાનનો હાથ એની તલવારની મૂઠપર રહી ગયો. એની આંખોના ડોળા જ્યાં ને ત્યાં ઠરી ગયા. એની જીભ તાળવે ચ્હોંટી ગઇ. એ જવાંમર્દ એક પણ અક્ષર હોઠ બ્હાર કાઢી શકયો નહિ, એક ડગલું પણ આગળ વધી શકયો નહિ.

એ ભેદી ગુફામાં ભેદી અવાજ કરનાર ભેદી વ્યકિત કોણ?



પુષ્પ: ૫

## "એંસી વરસનો યુવાન"



"તું...તું...કો...કોણ છે ?"

બહુ વારે ખાને લથડતી જબાને એ વ્યક્તિને પ્રશ્ન કર્યો.

એ ભેદી વ્યક્તિ તે એક સૌંદર્યવતી યુવતી હતી. એક પણ શબ્દ ખાનના સવાલના જવાબમાં ઉચ્ચાર્યા વિના એ જેવી અજબ રીતે આવી હતી, એવી જ અજબ રીતે પાછી અદ્રશ્ય થઇ ગઇ. ખાને એ છુપા દ્વારની છુપી કળ શોધવા બહુ બહુ ફાંફાં માર્યા, પણ નિષ્ફળ ગયા. આખરે અફસોસ સાથે એનાથી બોલાઇ જવાયું: "ખરેખર ! કિતાબોમાં મ્હેં તિલસ્માતી મકાનો વિષે વાંચ્યું હતું, એવું જ કંઈક હું આજ સગ્ગી આંખે જોઇ રહ્યો છું."

બરાબર એજ વખતે પેલો પરિચિત નોકર ત્યાં આવી ઉભો રહ્યો. સલામ કરી તે બોલ્યો: "જનાબે આલી ! અમારા માલીક આપનું સ્વાગત કરવા તૈયાર છે, પધારો."

ખાનની અત્યંત અજાયબીમાં સ્હામેનું ફાટક ક્ષણવારમાં ઉઘડી ગયું. પોતે ઉભો હતો એનાથી ચઢે એવો એક સુંદર ઓરડો સ્હામે સજાયલો હતો. એમાં દ્વાર પાસે જ એક લગભગ એંસી વર્ષનો વૃદ્ધ પુરૂષ દાઢી પસવારતો ઉભો હતો. એના એક હાથમાં માળા હતી. ખુદાના બંદા જેવો લાગતો એ પુરૂષ દાઢીમાં હસતો હસતો સ્હામે આવ્યો: "ભલે પધારો નામદાર ! આપને બહુ વાર ખોટી કરવા માટે માફી ચાહું છું, કારણ કે હું આપના આગમન વખતે

નમાજ પઢી રહ્યો હતો. ઘડપણમાં ખુદાની બંદગી સિવાય હવે મ્હારે બીજું શું કરવાનું હોય ?"

એના એક એક શબ્દો જેટલા ખાનને અજાયબીમાં ગર્ક કરતા હતા, તેટલી જ એની શિકલ, એની બોલવાની કળા અને એના વિનય–વિવેક એને પાણી પાણી કરી નાખવાને પૂરતા હતા. એક ભવ્ય આસન ઉપર બંને પાસે પાસે બેઠા પછી એ વૃદ્ધ પુરુષ બોલ્યો: " જનાબ ! આપનું નામ ?"

" બંદાને લોક અલીમર્દનખાં કહે છે."

" ઓહો ! ત્યારે તો આપ જ શાહી કોટવાળ સાહેબ ! ચાલો સારૂં થયું. નેકનામ અલીગૌહર યાને આપના વાલીદ સાથે તો મ્હારે ન્હાનપણથી ગાઢી દોસ્તી હતી. અમારા વખતમાં એના જેવો ઉમરાવ શાહી દરબારમાં બીજો શોધ્યો મળે એમ ન્હોતો. મ્હને એ જ થયા કરતું હતું, કે આજ મ્હારો એ જવાંમર્દ મિત્ર જીવતો હોત, તો મ્હારી આવી કફોડી દશા ન થાત. પણ કંઈ નહિ, જવા દયો એ વાત. મ્હારા માણસને મ્હેં મહારાજ બીરબલ પાસે મોકલ્યો હતો, પણ તેમને ન મળી શકાયાથી તે આપને અહીં લઈ આવ્યો છે. ખયર ! મ્હને વિશ્વાસ છે, કે રાજાસાહેબને બદલે આપને પણ મ્હારી મતલબ કહી દેવાથી ચાલશે."

" બેશક, લેકીન જનાબ ! બંદા આપનું મુબારક નામ જાણી શકે છે ?"

" આ ગુલામ પોતાને પીરમનખાં નામથી ઓળખાવે છે."

" આપની વધુ ઓળખાણ ?"

"હું પહેલાં બાદશાહ હુમાયુનો ખજાનચી હતો, જે વખતે આપના અબ્બાજાન બાદશાહેના લશ્કરમાં એક સિપહસાલારનું કામ કરતા હતા. પછી તો હુમાયુની પડતીની સાથે વખત જતાં મ્હારો બુલંદ સિતારો પણ ઝાંખો પડવા લાગ્યો. હુમાયુ પછી અકબરશાહ ગાદીએ આવતાં જ મ્હારા દુશ્મનોએ મ્હારી વિરૂદ્ધ એમના કાન ભંભેરવાથી મ્હને રજા મળી. લશ્કરી નોકરીમાંથી છુટ્ટી મળતાની સાથે જ મ્હારા કિસ્મતે મ્હને તરત જ બીજી ઠોકર ખવડાવી. બેરહમ ડાકૂ મુબારકે એક રાત્રે મ્હારા મકાન પર એકાએક હલ્લો કરી મ્હારો તમામ માલ–અસબાબ એ લઇ ગયો, એટલું જ નહિ પણ મ્હારા એક પુત્ર અને બે પુત્રીઓને પણ તે ગુલામ તરીકે સાથે પકડતો ગયો. મહા મહેનતે લાંબે વખતે હું આજ એમાંની એક નાની છોકરીને પાછી મેળવવા ફાવ્યો છું. અને તે પછી શહેરમાં રહેવું છોડી એક ઉંદરની માફક એના ક્રોધમાંથી ઉગરવા, આ છૂપા મકાનમાં સંતાયો છું." આટલું કહેતાં એ વૃદ્ધની આંખમાં પાણી આવી ગયા.

આજ વખતે ખાનને પેલી યુવતી સાંભરી આવી. એ લાગણીભર્યા શબ્દોમાં બોલ્યો: "જનાબ ! આપનો દુઃખદ ઇતિહાસ સાંભળી હું બહુ જ દીલગીર થયો છું. છતાં મ્હને પૂછી લેવા દયો, કે આપના સ્હામેના કમરામાં જ્યારે મ્હને પ્હેલવ્હેલો લાવીને બેસાડવામાં આવ્યો હતો, ત્યારે ત્યાં એક નવયુવાન છોકરીએ આવી મ્હને "ખબરદાર ! જાન બચાવવો હોય, તો આ ડાકૂખાનામાંથી જલ્દી ન્હાસી જાવ." એવી ચેતવણી આપી હતી. શું એ આપની પુત્રી તો નહિ હતી ?"

"અફસોસ ખાનસાહેબ! એ જ મ્હારી પાગલ પુત્રી છે. લૂટારૂ મુબારકના અડ્ડામાં એ જ્યારથી ફસાઇ, રીબાઇ, ત્યારથી એ કોઇ પણ માણુસ નજરે પડતા આ જ પ્રમાણે એક સરખા ચેતવણીના-લવારાના શબ્દો બકયા કરે છે. એના મગજમાં ભરાયલી એ બ્હીક-એ પાગલતા લાખો ઉપાયો કરવા છતાંય દૂર કરવા હું ફાવી શકયો નથી. જનાબ! એ દેખાવડી છે, ડાહી છતાં પણ દિવાની છે. અને જ્યારે જ્યારે હું એને જોઉં છું, ત્યારે ત્યારે મ્હારૂં લોહી એની આવી દશા કરનાર એ શયતાન મુબારક ઉપર વૈર લેવા ઉકળી આપે છે. પણ મ્હારી બુઝર્ગીથી હું લાચાર બન્યો છું."

"બસ, હવે હું સમજી ગયો, હવે આપને જે કંઈ કહેવું હોય તે કહી નાખો."

"સાંભળો, મુબારક મ્હારો કટ્ટો દુશ્મન છે. હું એની ઉપર મ્હારૂં વૈર લેવા આજ વર્ષોથી દાવ શોધી રહ્યો છું. મ્હારા એક છૂપા જાસૂસે મ્હને એવી ખબર આપી છે, કે હમણા એ ઘણો જ બિમાર છે. વળી એ કયાં રહે છે? તે જગ્યા પણ એણે જોઇ છે. તે ઉપરાંત મ્હારો એક માણુસ એના અંદરખાનાના ભેદભરમો જાણવા માટે એને ત્યાં જ નોકરીએ રહ્યો છે. આપ એને પકડવા માટે પુષ્કળ પ્રયત્ન કરી રહ્યા છો, એ જાણી મ્હેં આપને મુલાકાતે બોલાવ્યા છે. જો હજુર મ્હારી મદદે ચઢી મ્હારૂં જૂનું વૈર લેવાની મ્હને તક આપી શકતા હોય, તો હું એ શયતાનનું રહેઠાણ આપને બતાવી શકું છું."

"ઘણી જ ખુશીથી. જનાબ મ્હને એનો પત્તો આપે, કે

બસ બે કલાકમાં એને કેદી બનાવી ઝાંઝરીયાં પહેરાવી દેવાની હું શક્તિ ધરાવું છું."

"શાબાશ! તો એક કામ કરો. સ્હવાર પડવાને હવે ફક્ત ત્રણ જ કલાક બાકી છે. એટલો વખત આપ આ ગુલામની મહેમાનગીરી સ્વિકારી ગરીબખાનામાં આરામ કરો, અને સ્હવાર પડતાં જ મ્હારા એક વફાદાર માણસને લઇ આપ એ શયતાનના અડ્ડા તરફ નીકળી પડો, કેમ?"

"આપની વાત મ્હને મંજૂર છે."

"તો પધારો."

એ એંસી વરસના બુઢ્ઢાએ આંખની એક ઇશારત કરી. શરબતની બે પ્યાલીઓ એક બાંદીએ લાવી બંનેનાં હાથમાં એક એક આપી દીધી. 'શુક્રે ખુદા" શબ્દની સાથે પીરમનખાં એને ગટગટાવી ગયો. અને ખાન તો મુબારકનો પત્તો આટલી સહેલાઇથી મળી ગયો, એના નશામાં ને નશામાં શાહી ઇનામની કલ્પનાઓ કરવા તલ્લીન બની ગયો હતો. આંખો મીંચી વગર વિચારે એ પણ શરબતની પ્યાલી પોતાના પ્યાસી કંઠમાં ખાલી કરી ગયો. બસ...પછી બીજી જ પળે એ હોશમાં આવ્યો. એની આંખો થરડાતી હતી. પગ લથડતા હતા. મગજ ચકકર ચકકર ઘૂમતું હતું. "દ...ગો... વિશ્વાસ...ઘાત..." કહેતાં એ સાહસિક જવાંમર્દ બેહોશ બની ત્યાં ઢળી પડયો.

"હા...હા...હા....હા...હા..." એવા હાસ્યના ગંભીર અવાજ સાથે પેલા બુઢ્ઢા પીરમન્દખાંએ એની તરફ જોતાં પોતાની ધોળી દાઢી અને માળાને રજા આપી. હવે તે એક ચોવીસ વર્ષનો

તરૂણ યુવાન દેખાતો હતો. બહુરૂપીની માફક આમ એંસી વરસના વૃદ્ધમાંથી એકાએક ચોવીસ વર્ષના તરૂણ યુવાનમાં પોતાનો વેશ પલટનાર એ ભેદી મકાનનો ભેદી માલીક બીજી જ પળે પાસેના ખંડમાં જઈ ગર્જ્યો: "ગુલામ! મ્હારો હુક્કો ભરી લાવ."

પાંપણના પલકારામાં એક નોકરે એક સુશોભિત હુક્કો ભરી લાવી એની પાસે મૂક્યો. એક કીમતી જરીયાન સોફા ઉપર પોતાના દેખાવડા શરીરને અડધું ઝૂકાવી આડો પડેલો એ યુવાન હસમુખે ચ્હેરે ગુડગુડ અવાજ કરતો એની લહેજત ચાખવામાં લીન થઇ ગયો.

એ એંસી વરસનો યુવાન એવો બહુરૂપી બુઢ્ઢો કોણ?



પુષ્પ: ૬

## "મુબારકની માશુક"



"હા...હા...હા...હા...હા...સારા આગ્રાના રહીશો કહે છે, કે હું કોઇ ઇલ્મ યાને જાદુ જાણું છું, એમાં શું ખોટું છે? મ્હારી આટલી યુવાન વયમાં મ્હેં કંઇ કંઇ લોકોને કંઇ કંઇ વેશ પલ્ટી અદ્‌ભુત તમાસાઓ દેખાડયા છે."

હુક્કાની નળીનો છેડો મોઢામાંથી બ્હાર કાઢી એ નવજુવાન પીરમનખાંએ ફરી નોકરને હાક મારી: "ગુલામ...ઓ ગુલામ..."

"જી સરકાર."

"જા, જલ્દી સરફરાજને મ્હારી પાસે મોકલ."

"જેવો સરદારનો હુકમ."

ગુલામ ગયો કે થોડી વારે સરફરાજ સલામ ભરતો ત્યાં દાખલ થયો. વાંચક! આ નવા આવનાર સરફરાજને ત્હેં ન ઓળખ્યો હોય, તો ઓળખી લેજે. પીરમનખાં ઉર્ફે લૂટારૂ મુબારકનો એ જમણો હાથ યાને કોટવાળ ખાનને રાત્રે અંધારામાં મળી આ ભેદી મકાનમાં દોરી લાવનાર એ જ પેલો આપણો પૂર્વ-પરિચિત ભેદી માણસ! આવતાની સાથે જ પીરમનખાં કે જેને હવે લૂટારૂ મુબારકને ખરે નામે ઓળખીશું, તેણે ઉભા થઈ એની પીઠ ઠોકતાં પ્રસન્ન મુખે કહ્યું:

"સરફરાજ! આખરે ત્હારી યુક્તિ આબાદ પાર પડી છે, અને તેટલા માટે લે આ મ્હારી તરફથી ઇનામ." કહી મુબારકે પોતાની આંગળીએથી એક હીરાજડિત કીમતી અંગુઠી કાઢી એની આંગળીએ પહેરાવી દીધી. એણે આગળ ચલાવ્યુ: "ત્હને યાદ તો હશે, કે આ અંગુઠી પેલા કાશ્મીરના સોદાગર પાસેથી મેળવવા મ્હારે કેવી કેવી તકલીફો ઉઠાવવી પડી હતી? પરંતુ આજ ત્હેં મ્હારા મનની અભિલાષા પાર પાડી છે, અને તેટલા માટે મ્હારીઆ પ્યારામાં પ્યારી અંગુઠી હું ત્હને નજર કરૂં છું. હાં...ભલા એ તો બતાવ, અલીમર્દનખાંની તબિયત હવે કેમ છે?"

"ભાંગ અને અફીણથી મિશ્ર કરેલા શરબતના જામે પૂરેપૂરી અસર કરી છે. અત્યારે એ આપણા ભેદી કારાગૃહમાં બંધન અને બેહોશ દશામાં મૃત્યુની રાહ જોઇ રહ્યો છે. ફક્ત આપની આજ્ઞાની જ વાર છે, બાકી બધું તૈયાર છે."

"ચેતતો રહેજે, સરફરાજ ! ખાન એ જાસુસી વિભાગનો વડો હોઇ ચાલાક પૂતળું છે. આપણને ઉલ્લુ ન બનાવી જાય !"

"અગર જો આપ નામદારનો હુકમ હોય તો હમણા જ..."

"હજુ વાર છે. હાલ તો એને જાનથી ન મારતાં કેદખાનામાં જ સખ્ત ચોકીપ્હેરા નીચે મૂકો. દરમ્યાન હું રાજાસાહેબ બીરબલને લોખંડના ચણા ચવડાવવાની તૈયારી કરૂં છું. ખાન હોશમાં આવે, એટલે મ્હને ખબર કરજો. જાવ..."

સરફરાજ માલીકનો હુકમ માથે ચઢાવી ત્યાંથી ચાલતો થયો. એટલે મુબારક હુકકાની નળીને હેઠે મૂકી કંઇ યાદ આવતાં એકદમ ઉભો થયો. એ ધીમે ધીમે બડબડવા લાગ્યો: "લોકો કહે છે, કે હું ઇન્સાનના લોહીનો તરસ્યો છું. લોકોની માલમિલ્કત ચોરનાર એક બદમાશ લૂટારૂં છું. મ્હારૂં માથું કાપી લાવનારને દશ હજાર સોનાની અસરફીઓ આપવાનું દિલ્હીના શાહંશાહે ઢંઢેરો પીટાવી જાહેર કર્યું છે. લોકો મ્હારી આ ખોટી બૂરાઇ કરવાનું ક્યારે છોડશે ? હા...એટલી વાત સત્ય છે, કે હું કંજુસ અમીરોનો ભયંકર દુશ્મન છું. છતાં ગરીબોનો તો દિલાવર દોસ્ત છું. એ ખુદા પાક જાણે છે, કે આજ સુધીમાં આ મુબારકને હાથે કોઇ પણ ગરીબ–મોહતાજ યા બેગુનાહ શખ્સ કદાપી પણ નથી માર્યો ગયો ! સેંકડો મૌલવીઓને અને મકતબોમાં હું દર મહીને ગરીબ તેમ જ ફકીરોને ખયરાત કરવા માટે સેંકડો રૂપીઆઓ મોકલું છું, છતાં પણ લોક મ્હારા નામ પર ગાળો દે છે–ફિટકાર આપે છે. કારણ ? અને તેનું કારણ એ જ કે મ્હારો એ ખૂની ઇતિહાસ કોઇ નથી જાણતું.

મ્હારા એ અમીર વાલિદ આજ ક્યાં છે ? હું કોનો પુત્ર ને મ્હારી આજ શી દશા ? કેવળ વૈર લેવાને માટે, હું ઈન્સાનમાંથી શયતાન બન્યો છું. શાહમાંથી ભયંકર ડાકુ બન્યો છું. મ્હારા અબ્બાજાનનું ખૂન કોણે કર્યું ? શાહી દરબારનો એ અદેખો ને ઝેરીલો ઉમરાવ કોણ ? બાદશાહના કાચા કાન ભંભેરી એમાં ઝેર રેડનાર કોણ ? એ જ સત્તા અને અભિમાનથી છકી ગએલો એ શ્રીમાન ખુશામતીઓ કોણ ? મ્હારી અમ્માને ગળામાં ફાંસી ખાઇ આપઘાત કરવાનું કારણ શું ? મ્હારા વાલિદને ફાંસીનો હુકમ ! દિલ્હીના શાહ તરફથી ! કયા કસુર માટે ! બાદશાહને ઝેર આપવાનું કાવત્રું કર્યું કોણે ? અને એ આરોપ ઢોળાયો કોના ઉપર ? મ્હારા બેગુનાહ વાલિદ ઉપર ! અને મ્હારી એ પ્યારી બ્હેન ક્યાં છે ? હજુ એનો કંઇ જ પત્તો નથી. કહો, લાખ્ખોની માલમિલ્કત જપ્ત કરી મ્હને એક કંગાલ કુતરાની માફક રસ્તે રખડતો કરનાર એ શાહ તથા એના અમીરોની ઉપર હું મ્હારૂં વૈર હવે શા માટે ન લઉં ? બસ...એ જ દિવસે મ્હારા વાલિદના ખૂનનો બદલો ખૂનથી લેવાના મ્હેં કસમ ખાધા છે, અને મ્હારી એ પ્રતિજ્ઞાની વચ્ચે અલીમર્દનખાનની માફક જે જે દુશ્મનો આડે આવશે, તે તે તમામને હું જડમૂળથી ઉખેડી નાખીશ.''

બોલતા બોલતા એ તપી ગયો. એની આંખોના ડોળા લાલચોળ થઇ એમાં ખૂની ઝનૂન તરી આવ્યું. પળ પહેલાનો એ હસમુખો ચ્હેરો અત્યારે શયતાનને કંપાવે એવો બીહામણો બની ગયો હતો. ત્યાં એક પરમ સુંદરી યુવતીએ પાછળથી આવી એને ખભે પોતાનો નાજૂક હાથ મૂકયો.

મુબારકે એ સ્પર્શ ઓળખ્યો. એણે એ યુવતીને પોતાની સ્હામી બાજુએ ખેંચતા પ્રશ્ન કર્યો: "મનીઆ! આટલી મોડી રાત્રી સુધી તું હજુ જાગે છે?"

"તમે સૂતા છો, કે હું..."

"મ્હારે તો જરૂરી કામ છે, એટલે..."

"તો મ્હારૂં પણ એમ જ સમજો. ફેર માત્ર એટલો જ, કે આપની મતલબ બીજાને સતાવવાની તરકીબો શોધવાની છે, જ્યારે મ્હારી તેમ નથી."

"લે, એ વળી ત્હને કોણે કહ્યું?"

"કહેવાનું કોણ હતું? થોડા વખત ઉપરનો તમારો ભયંકર ચ્હેરો જ કહી આપતો હતો, કે...આપના મગજ ઉપર શયતાનની સ્વારી આજ થઇ ચૂકી હતી."

"મનીઆ! તું આમ મ્હારાથી કયાં સુધી નફરત કર્યા કરશે?"

"જ્યાં સુધી આપના શયતાની કાર્યોમાં હરહંમેશ હરકત કરનાર આ જંગલી મેનાને પિંજરમાંથી પૂરતી આઝાદી (મૂકિત) નહિ મળે ત્યાં સુધી."

"કિન્તુ મનીઆ! હું ત્હને સોનાના પિંજરામાં રાખું છું."

"તમારે મને સોનાના મનાતા પિંજરા અને આ સુખવાસી મનાતા મ્હેલ મ્હારે મને સ્વતંત્રતા નષ્ટ કરનાર કેદખાના છે. મુબારક! હું મ્હારા બુઢ્ઢા બાપની ગરીબ ઝુંપડીને વધુ વ્હાલી ગણું છું. દયા કરી મ્હને છોડી દયો."

"પરંતુ અહીં ત્હને સર્વ વાતની છૂટ્ટી છે, સત્તા છે, છતાં પણ..."

" સ્વતંત્રતા અને સુખ નથી. દીન અને ઇમાનને માટે લાખો રૂપીઆ લૂટાવનાર એ દરિયાવ દિલના ડાકૂ ! એક દુઃખી ઔરતના હૃદયની પ્યાસ તું નહિ પીછાની શકે. માબાપની મીઠ્ઠી ગોદ અને પાક મહોબતનો ખ્યાલ ત્હારા ઘાતકી હૃદયમાં કદાપી નહિ આવી શકે."

મુબારકની આંખોમાં માબાપની મહોબતના શબ્દે ઝળઝળીઆ ભરાઇ આવ્યા. એ ગળગળે સાદે બોલ્યોઃ " મનીઆ ! ત્હારા વૃદ્ધ વાલિદની શોધ માટે મ્હેં આસમાન–જમીન એક કર્યાં, પણ કંઇ જ ખબર મળતી નથી. એટલે લાચાર...છું."

" તો દગાબાજ ! ત્હેં જ એમને જાનથી બેજાન......"

" ચૂપ..." એના હોઠો ઉપર પોતાનો પ્રચંડ પંજો દાબી એને આગળ બોલતાં અટકાવી મુબારક બોલ્યોઃ " જાણ્યા જોયા વિના આવો જુઠ્ઠો આરોપ મૂકતાં પહેલાં ખૂબ વિચાર કર. ત્હારી ખૂબસૂરતીથી પાગલ બનેલો આ મુબારક ત્હને ત્હારા વાલિદની ગોદમાંથી છીનવી લાવ્યો છે, એ ત્હારી માન્યતા બીલકુલ ગલત છે. અલ્લાહ પાકના કસમ ઉપર કહું છું, કે મ્હેં ત્હારા અબ્બાજાનને આંગળી સરખી પણ લગાડી નથી. મનિયા ! આવ, શાહોના શાહને થરથરાવનાર આ મુબારક ત્હને ચાહીને બોલાવે છે, એના પ્યારની કદર કર."

" જે દિવસે મ્હારી ખાત્રી થશે, અને જ્યારે તું મ્હને મ્હારા એ અબ્બાજાનની પાસે પહોંચાડી દેશે, ત્યારે હું ત્હારી ઇચ્છા પૂરી કરીશ."

" અને હું એટલો વખત થોભવા નહિ માગતો હોઉં તો !"

એમ કહેતા મુબારકે એના મુલાયમ હાથો પકડી પોતાની ગોદમાં બેસાડવા એને પાસે ખેંચી, કે તરત જ એ સિંહણ સમી ગર્જતી પઠાણ–પુત્રીએ પોતાની ચોળીમાં છૂપાવેલી ધારદાર કટાર જોતજોતામાં બ્હાર ખેંચી કાઢી એની છાતી ઉપર ધરી દીધી. એ અંગારા ઝરતી આંખે દાંત પીસીને બોલી: "ખબડદાર મુબારક! આ કાતીલ કટાર જેવી તેવી નહિ, મગર ઝેરી છે. જબરદસ્તીનો ખ્યાલ મનમાંથી દૂર કરો. મનીઆ એક બહાદુર પઠાણની લડકી છે. એ મહોબતને તો નહિ પરન્તુ પોતાની દાગે–અસ્મતની (શિયળ–સંરક્ષણ) સલામતી તો બહુ જ સારી પેઠે સમજે છે. જ્યાં સુધી મ્હારા માબાપની ખબર મ્હને નહિ મળે, ત્યાં સુધી હું ત્હને જ એમનો ખૂની માનીશ, ધિક્કારીશ, ત્હારા દુશ્મનોને ચેતાવી દઇશ. પરંતુ જે દિવસે ત્હારી વાત ઉપર મ્હને ઇતબાર આવશે, બસ એ જ દિવસે હું ત્હારી લૌંડી બની ત્હારા કદમો પર મ્હારૂં સર ઝૂકાવીશ, ત્હારે માટે મ્હારો જાન નિસાર કરીશ."

મુબારક! સેંકડો શુરવીરને શબ્દ માત્રથી કંપાવનાર ડાકૂ! એકી ટસે પત્થરના પૂતળાની માફક એના આ સાહસ તરફ જોતો જ રહી ગયો. અને એ ચાલાક ચપલા વીજળી આભલાને ઓથે ચમકીને સંતાઈ જાય, એમ અદ્રસ્ય થઇ ગઈ.

જ્યારે મુબારકના આશ્ચર્યનો નશો ઉતર્યો, ત્યારે એ એટલું જ બોલ્યો: "ફિકર નહિ. કમીના ઔરત! શું કરૂં? હજુ તો ત્હારી પાસેથી મ્હારે કંઇ કંઇ કામ લેવાના બાકી છે. નહિ તો........ પણ એક વખત હું ત્હને બરાબર બતાવી દઇશ, કે મુબારકના કાંડામાં કેટલી તૌવત છે? મનીઆ! મનીઆ! ત્હારા આ અભિમાની

દિમાગને ઠેકાણે લાવી એક વાર મ્હારા કદમો ન ચૂમાઉં તો મ્હારૂં નામ મુબારક નહિ."

મુબારકની માશુક એ મમતીલી મનીઆ કોણ ?



## પુષ્પઃ ૭                                  "આસમાની કબુતર"



આ શહેરના એક આલીશાન રાજમહેલની અટારી ઉપર અત્યારે બે યુવાન રૂપસુંદરીઓની દેખાવડી દેહલતાના ઓળા પડી રહ્યા હતા. સિંહના જમણા હાથ જેવા સરદાર ગ્યાસબેગના મહેલમાં પોતાના હુસ્નના નૂર ચમકાવતી શાહજાદી સમાન મ્હાલતી એ બે સગ્ગી બ્હેનો તે આપણી પૂર્વપરિચિત લાલ અને ગુલાલ હતી.

એ નવ્વાબી અમલ યાને મોગલાઇ જમાનામાં રાજપૂતી રાજ્યની માફક શેર અને હાથીની સાઠમારી નહિ પરંતુ કબુતરોની લઢાઇ લઢાવવાનો જબરો શોખ હતો. આજે પણ લખનઉ અને દિલ્હીમાં ઘણી જગ્યાએ કબૂતરબાજીની નિશાનીઓ મળી આવે છે. કબૂતર અને તીતર એટલા તો હુંશિયાર અને ચાલાક પક્ષીઓ તરીકે સાબીત થયા છે, કે છેલ્લી યુરોપીય લઢાઇમાં પણ ફ્રાંસનિવાસીઓએ રણક્ષેત્રમાંથી યુદ્ધના સમાચાર લાવવા લઇ જવા માટે એમનો સંખ્યાબંધ ઉપયોગ કર્યો હતો.

તદુ ઉપરાંત બાદશાહ જહાંગીર અને અકબરને પણ એ પાળવાનો અજબ શોખ હતો. આ પાળેલા કબૂતરો પોતાના માલી-

કની મરજી મુજબ એકબીજા સાથે આસમાનમાં લઢતા, અને જેનું કબૂતર વિજયની વરમાળા વરવા ભાગ્યશાળી થતું, તેના માલીકને મ્હોટું ઇનામ મળતું.

આ વખતે એ બંને બ્હેનો પણ કબુતરબાજીનો આનંદ લૂટી રહી હતી. મ્હોટી બ્હેન પાસે એક નૂરી નામની હુંશિયાર તીતોરી હતી, જ્યારે ન્હાની ગુલાલ પાસે મહોબત નામનો એક નવજુવાન કબુતર હતો. બંને બ્હેનો એ પોતપોતાના પ્રિય પક્ષીઓને બંસરીના નાદ ઉપર મરજી મુજબ નચાવતી હતી.

"ગુલાલ! મ્હારી નૂરી તે નૂરી જ હોં..." લાલે અભિમાનથી કહ્યું.

"પણ મ્હારા જવાંમર્દ મહોબતને એ ન પહોંચે, બ્હેન! આખરે મર્દ એ મર્દ ને ઔરત એ ઔરત." ગુલાલે પોતાના કબુતરના વખાણ કર્યાં.

લાલથી આ શબ્દો ન સંખાયાં. એ કંઇક ક્રોધાવેશમાં બોલી: "જો એમ જ છે, તો માર શરત, ને લઢાવી જો ત્હારા મહોબતને મ્હારી નૂરી સાથે."

"કબૂલ, બોલ, શરતમાં શું મૂકશું?"

"જો ત્હારો મહોબત હારે તો એ મ્હારી નૂરીનો ગુલામ બને, અને મ્હારી નૂરી હારે તો ત્હારા મ્હોબતની સાથે શાદી કરી જીંદગીભર એની બાંદી થઇ રહે. બોલ, છે કબૂલ?"

"કબૂલ–મંજૂર."

"તો લે, મ્હેં આ ઉડાડી મ્હારી નૂરીને, ઉડાડ તું ત્હારા મહોબતને આસમાનમાં."

" મ્હારો મહોબત પણ આ ઉડયો."

બંને બ્હેનોએ પોતપોતાની બંસરીઓ બજાવી. પાળેલાં પક્ષીઓ આકાશે ઉડયા. ઉંચે જઇ એ નિર્દોષ પંખીઓ એ રાજશાહી શોખને ખાતર એકેકની પાંખો પીંખી લોહીલોહાણ થવાની ભયંકર રમત ખેલવા લાગ્યા.

કલાક બે, ત્રણ, ચાર થયા. સૂર્યદેવતા સોનેરી કીરણો ફેંકવાના બંધ કરી આરામ લેવા પોતાના શયનાગાર તરફ ઢળ્યા. પણ ન પાછી ફરી નૂરી કે ન આવ્યો એ મહોબત. ઉંચે જોઇ જોઇ બંને બ્હેનોની ડોકી રહી ગઈ. આંખો દુખી આવી, પણ અધીરા હૈયાને આશ્વાસન ન મળ્યું. આખરે રોષે ભરાયલ લાલ બોલીઃ " લે, ત્હારી અક્કલે ચાલી મ્હેં મ્હારી પ્યારી નૂરીને ગુમાવી."

" અને મ્હારો મહોબત ગયો તે તો કંઇ હિસાબમાં જ નહિ કેમ ?"

" બળ્યો ત્હારો મહોબત...એની વાત મૂક..."

" અરેને ત્હારી નૂરી, લે વરી, મ્હને એની શી પડી છે ?"

ઘણી વાર બને છે એમ આ બંને બ્હેનો હસવામાંથી હાની ઉપજાવવાની અણી ઉપર આવી ગઇ. ત્યાં તો નૂરી અકળાયલી દશામાં આવી લાલના હાથ ઉપર બેઠી. લાલ એને ચુમી ભરતાં બોલી: " હા...સ. મ્હારી નૂરી તો આવી, લે......"

" અને મ્હારો મહોબત..."

" માર્યો ગયો હશે, ક્યાં તો રસ્તો ભૂલી ગયો હશે. ચાલ આપણે તો બા જીત્યા..."

ત્યાં એકાએક મહોબત પોતાની પ્રચંડ ચાંચમાં એક બીજા ઘાયલ કબુતરને ઉપાડી ત્યાં આવ્યો. બંને બ્હેનો બનેલો બનાવ હવે સમજી ગઇ. નૂરી અને મહોબતે મળી આ કોઈ નવા આસમાની કબુતર સાથે યુદ્ધ આદર્યું હતું. ગુલાલને કબુતરો બહુ પ્રિય હતા. એનાથી એ લોહી ઝરતું કબૂતર ન જોઇ શકાયું. પોતાના કીમતી ઓઢણામાંથી કટકો ચીરી એ એના પગે બાંધવા પાસે દોડી. લાલે એને પકડી રાખ્યું. ત્યાં એની નજર એને પગે બાંધેલી એક લાલ ચિઠ્ઠી ઉપર પડી. એનો રંગ લાલ હતો.

" લાલ ચિઠ્ઠી." લાલના મોઢામાંથી ભયસૂચક ઉદ્દગાર સરી પડયા.

પણ ગુલાલ કે જેને એક વખત પોતાના પલંગ નીચેથી આવી ચિઠ્ઠી નીકળી આવવાનો અનુભવ થયો હતો, તેણે હિંમત રાખી એ છોડી–વાંચી.

" એમાં શું છે બ્હેન ?"

પણ બ્હેન શું બોલે ? એણે કંપતે હાથે એ લાલ તરફ

લંબાવી. લાલે ધ્રુજતે શરીરે અને પલકતી પાપણે એ સપાટાબંધ વાંચી નાખી.

## લાલ ચિઠ્ઠી નંબર ૨

વ્હાલી ગુલાલ !

એક વાર મ્હારૂં આજ કબૂતર મ્હારી મહોબતનો પયગામ ત્હારા પલંગ નીચે પહોંચાડી આવવામાં ફતેહમંદ થયું છે. આજ ફરીથી બીજી વાર એનો એ જ પ્રેમ–સંદેશ તમને મોકલું છું. ત્હારી ખૂબસૂરતીની તારીફ સંભળી હું દિવાનો થયો છું, અને મ્હારી એવી ઇચ્છા છે કે ત્હને મ્હારી નૂરે–ચશ્મ બનાવવી. તો હા–નાનો જવાબ આ જ રીતે આ કબુતર સાથે મ્હને મોકલી આપજે. સાથે સાથે એક અગત્યની સૂચના કરી દઉં છું, કે ત્હેં એને કૈદી કરી રાખી જવાબ ન આપવાની હિંમત કરી, તો પછી દુનિયાભરમાં એવું કોઈ કામ નથી, કે જે કરતાં આ મુબારકનો હાથ પાછો પડે. માટે જે કંઇ કરે અને જવાબ લખે તે બહુ જ સમજી–વિચારીને !

લી. ત્હારી મહોબતનો અરજદાર

—મુબારક—

પત્ર વાંચી લાલ ગુલાલ તરફ એકી નજરે જોઈ રહી.

પછી એ આસમાની કબૂતર સાથે ગુલાલે શું જવાબ મોકલાવ્યો ?

પુષ્પ: ૮

## "જાન કે ઇમાન ?"





"ભૂત હો! પિશાચ હો! દેવ હો! ઇન્સાન હો! યા ડાકૂ હો! ગમે તે હો, કૃપા કરીને કોઇ મ્હને થોડું પાણી આપો. મ્હારો કંઠ સૂકાય છે."

ડાકૂ મુબારકના કારાગૃહમાં કેદી બનેલો ખાન જ્યારે શુદ્ધિમાં આવ્યો, ત્યારે તેણે પોતાને એક અંધારા ઓરડામાં કેદ થયેલો જોયો. એના હાથ-પગ મજબૂત રસીથી બાંધી દેવામાં આવ્યા હતા. અજવાળું આવવાને માટે એક પણ સાધન ન રાખ્યું હોવાથી દિવસ છે કે રાત છે, એની પણ એને ખબર પડી નહિ. ફક્ત એના મનમાં એના એ જ વિચારો ઘોળાયા કરતા હતા, કે: "એંસી વર્ષના એ ફરિસ્તા જેવા દેખાતા પીરમનખાંની આ ચાલબાજી! જરૂર એ શયતાન લૂટારૂ મુબારકનો કોઇ જાસૂસ જ હોવો જોઇએ. પણ મ્હને મારી નાખવાને બદલે આમ બંધન દશામાં રાખવામાં એનો હેતુ શો હશે?" એ કંઇ જ સમજી શકયો નહિ. પોતાના અવિચારી સાહસ અને વધારે પડતા ભોળપણ અને અંધવિશ્વાસને માટે હવે તે પસ્તાવા લાગ્યો. એક બે વાર હાથે પગે બાંધેલા બંધનના દોર તોડી જોવા પોતાની શકિત અજમાવી જોઈ, પણ એમાં એ ન ફાવ્યો, એટલે એ ચાલાક પુરૂષે પોતાને પુષ્કળ તરસ લાગવાનો ઢોંગ કરી પોતાની ચાલાકી ચલાવવા અંદરથી ભયંકર બૂમો મારવા માંડી.

બ્હાર ઉભેલા પહેરેગીરે એ સાંભળી. એક પતરાના ડબ્બામાં

થોડું પાણી લઇ એ બારણા ઉઘાડી અંદર દોડયો. દરવાજા ઉઘાડતાં જ અંદર સૂર્યની રોશનીના કીરણો ચમકી ઉઠયાં. ખાને એ પહેરેગીરને નમ્ર અવાજે પૂછ્યું:

"ભાઈ! તું કોણ છે?"

"હું કોઇ ભૂત-પિશાચ યા દેવ-દાનવ નથી, બલ્કે તમારા જેવો જ એક અકલમંદ ઇન્સાન છું."

"ગમે તે હો, કૃપા કરી મ્હારા હાથની આ રસ્સી જરા ઢીલી કરો, જેથી હું સહેલાઇથી પાણી પી શકું."

"એ શબ્દ પણ જીભ પર ન લાવો. હું આ કેદખાનાનો પહેરેગીર છું. મ્હારા માલિકના હુકમ વિનાનું કોઇ પણ કામ કરવામાં હું નીમકહરામી સમજું છું. લ્યો, હું પાણીનું વાસણ આપના મોઢા પાસે ધરૂં છું, એટલે આપ ખુશીથી પી શકશો."

ખાનની ધારેલી યુકિત આ વફાદાર ને ચાલાક નોકર પાસે ઉંધી વળી. એણે ન છૂટકે પાણી પીધું. પહેરેગીર પાછો ફરતો બોલ્યો: "જનાબ, હવે આપ સ્હામેની ચટાઇ ઉપર જરા આડા પડો. આપના હૉશમાં આવ્યાની ખબર હું મોકલાવું છું. અને તે પછી હુકમ થતાં જ આપનો ઇન્સાફ કરવા આપને લઇ જઇશ."

"જરા સબુર...ભાઈ! મ્હારો ઈન્સાફ કોણ કરનાર છે?"

"મ્હારા માલીક."

"એનું નામ?"

"એ જણાવવાની સખ્ત મનાઇ છે, છતાં આપ એ થોડા જ વખતમાં જાણી શકશો."

"હું કોણ છું તે તું જાણે છે?"

" આગ્રા શહેરના નામચીન કોટવાળ સાહેબ અલીમર્દનખાં."

" ત્યારે સાંભળ. જો મ્હારા ખીસ્સામાં અત્યારે પચાસ અસરફીઓ પડેલી છે. તે તું હમણા લઈ લે, અને મ્હને અહીંથી ન્હસાડી મૂક. જો તું મ્હને મદદ કરીશ તો ત્હારા ઉપકારનો બદલો એવી સરસ રીતે વાળી આપીશ, કે જીંદગી સુધી તું મ્હને યાદ કરશે. અગર જો ત્હને મ્હારી એ શર્ત નાકબૂલ હોય, યા મ્હારી વાતો પર ત્હને ઇતબાર ન આવતો હોય, તો મ્હારી સાથે જ ન્હાસી ચાલ. હું ત્હને આગ્રે પહોંચ્યા પછી માગીશ તે આપીશ. પાપી પેટને માટે આવા પિશાચ શેઠની ગુલામગીરી કરવી પડતી મૂક. ખુદાને ત્યાં કયામતને દિન ત્હારે આનો જવાબ દેવો પડશે, તેનો ખ્યાલ કર." ખાન સાહેબે હવે પોતાની બીજી યુકિત અજમાવી જોઇ.

" જનાબે આલી ! એટલે આપ મ્હને તેમ જ મ્હારા માલીકને કેવા સમજો છો ? મ્હારા માલીક ડાકૂ હોવા છતાં એક ચૂસ્ત મુસલમાન અને નેકીના ફરિસ્તા છે. હું ગરીબ છું, લેકીન બેઇમાન અને નિમકહરામ નથી. મ્હારા માલીકને માટે આ જાન જાય તો ભલે જાય, બાકી ઇમાનને અસરફીઓની લાલચથી વેચનાર એ ઇન્સાન બીજા, હું નહિ. સમજ્યા ? આપ જેવા જવાંમર્દના મોઢામાંથી એક વફાદાર નોકરને માટે આ શિક્ષણના શબ્દો નીકળે ! નફરત છે, લાનત છે."

" ભલે, ભલા એ તો બતાવ, કે અત્યારે શો વખત થયો હશે ?"

" બપોરના બાર."

એના છેલ્લા પ્રશ્નનો ઉત્તર આપી પહેરેગીર ત્યાંથી ચાલ્યો ગયો. દ્વાર ઢંકાતાં પાછું હતું એવું ઘોર અંધારૂં થઈ ગયું.

એક બાજુ કકડીને પેટમાં ભૂખ લાગી હતી, બીજી બાજુ મગજ સેંકડો વિચારો અને યુક્તિઓની ચિન્તામાં બ્હેર મારી ગયું હતું "જેનો એક સાધારણ નોકર આટલો ઈમાનદાર, નેકખસલત અને બાહોશ છે, એનો માલીક કેવો હશે?" એ ખ્યાલ ખાનના મગજમાંથી હજુ દૂર ન્હોતો થયો, ત્યાં પાછળના ભાગમાંથી એક ધીમી ધીમી રોશની એ અંધારા ઓરડામાં પથરાવા લાગી. અત્યંત અજાયબીમાં ખાને એ પ્રકાશના ચમકારામાં જોઇ લીધું, કે પોતે એક ભયંકર પુરાણા ભોંયરામાં કેદ હતો. ચારે તરફ પત્થરની મજબૂત સાંકળો લટકી રહી હતી. થોડે દૂર એક તૂટેલી ખાટલી ઉપર એક ફાટેલો કામળો પડયો હતો. આખા ઓરડામાં મૃત હાડપિંજર અને હાડકાઓ આમતેમ રખડતા પડયા હતા. દુર્ગંધી પણ એટલી જ હતી. એના શરીરમાંથી પરસેવાના રેલા નીતરી રહ્યા હતા. એકી નજરે એ રોશની જ્યાંથી આવતી હતી, તે તરફ જોઇ રહ્યો. ધીમે ધીમે પત્થરની દીવાલ સાથે લટકતી એક સાંકળ ખેંચાઇ ગઈ. એક પાષાણ-દ્વાર ઉઘડી ગયું. અંદર પ્રકાશ ફેલાઈ રહ્યો. એક રૂપસુંદરી મંદ મંદ પગલે ચાલતી એની પાસે આવી ઉભી રહી.

"કોણ...તું......મ્હને સાવધાન રહેવાની...ન્હાસી જવાની ચેતવણી આપનાર..."

"હા, ખાનસાહેબ! હું એ જ ઉન્માદિની યુવતી છું."

"તો શું તું મ્હને ઓળખે પણ છે?"

" પહેલાં–તે વખતે ન્હોતી ઓળખતી, પણ પાછળથી–હવે આપનું નામ જાણી શકી છું."

" દેવબાળા ! અગર જો આ કમઅકકલ ઇન્સાને આપની ચેતવણીને માન આપ્યું હોત, તો આજ એની આ કફોડી હાલત ન થાત! ખયર, પણ કૃપા કરી આપ એ તો કહો, આપ કોણ છો ? અને આ દોજખી સ્થાન શા માટે શોભાવો છો ?"

" મ્હારૂં નામ મનીઆ છે, અને આપના જેવા અભાગી જીવોનો આ નરકાગારમાંથી ઉદ્ધાર કરવામાં હું મ્હારૂં જીવન જીવી રહી છું."

" દયાની દેવી ! તો કૃપા કરી કહેશો, કે હું કયાં છું ?"

" મશહૂર ડાકુ મુબારકના કેદખાનામાં."

" હેં !" ખાન ચમકીને બે ડગલા પાછળ હઠયો: " ત્યારે પીરમનખાં નામના પેલા વયોવૃદ્ધ ગૃહસ્થ...મ્હારા વાલિદના જીગર-જાન દોસ્ત......"

" એ જ ડાકુ મુબારક."

" તો શું મુબારક એક બુઝર્ગ ઇન્સાન છે ?"

" જી નહિ, મગર એક બહુરૂપીની કળામાં ચાલાક એવો યુવાન પહેલવાન છે, અને એને મોઢેથી જ હું આપનું નામ–ઠામ જાણી શકી છું."

" મુબારક સાથે આપને શો સંબંધ !"

" એ ભેદી ઇતિહાસ જણાવવા હું લાચાર છું."

" બીબીસાહબા, આપના મુબારક કદમોને તસ્દી આપી અહીં તસરીફ લાવવાનું કારણ ?"

"આ રહ્યું."

એણે બે તાળી પાડી. બ્હાર ઉભેલી એક બાંદી એક ચાંદીનો થાળ લઇ ત્યાં આવી. મનીઆએ એને ઇશારત કરી. ખાનની પાસે એ જમીન ઉપર મૂકી કુર્નિશ બજાવી પાછી ચાલી ગઇ. એની પીઠ ફરી કે તરત જ મનીઆએ પોતાના કમખામાંથી એક તેજદાર છૂરી કાઢી ખાનના હાથ પગની રસ્સીઓ કાપી નાખી.

"હું બ્હાર જઇ ઠંડું પાણી લઈ પાછી આવું, દરમ્યાન આપ જમી લ્યો."

ખાન જોતો જ રહી ગયો. એ દ્વાર એમને એમ ખુલ્લું મૂકી ચાલી ગઇ. એક પળ ખાનના મગજમાં આ સોનેરી તકનો લાભ લઇ ન્હાસી છૂટવા વિચાર થઈ આવ્યો, પણ બીજી જ પળે પોતાની સાથે આટલી ભલાઇ કરનારના વિશ્વાસનો ઘાત કરવાનું તેને વ્યાજબી ન લાગ્યું. તે ઉપરાંત પોતાનો જાન બચાવવા જતાં કદાચ પાછળથી એ રૂપસુંદરીને પોતાની જગ્યાએ સહન કરવું પડે, એ ખ્યાલે પણ તેને એમ કરતો અટકાવ્યો. એણે ચુપચુપ અલ્લાહ રસુલનું નામ લઇ પુલાવ અને ગોસ્તની ઉપર પોતાનો હાથ ચલાવી દીધો.

થોડી વારે એક પાણીના ગ્લાસ સાથે મનીઆ પાછી ફરી. ખાને હાથ મોઢું ધોઇ પાણી પી આળસ ખાધું. મનીઆ પાસેના તૂટેલા ખાટ ઉપર બેઠી. એટલે ખાન આભાર દર્શાવતો બોલ્યો: "સુબહાન અલ્લાહ! ખુદા શુક્ર કરે. બ્હેન! ત્હારી આ ભલાઇનો બદલો વાળી આપવા આ મુસ્લીમ બચ્ચો ચૂકે, તો એને ખુદાના કસમ છે. મનીઆ આરત જાતને હું હમેશા ઇજ્જત નહિ પણ

નફરતની નિગાહથી જોતો આવ્યો છું, કારણ અમારા જાસુસી વિભાગના કડવા અનુભવ પ્રમાણે ઔરતના દીલમાં એક પણ વાત છૂપી રહી શકતી નથી.''

"અને મ્હારો અનુભવ પણ કંઇક એવો જ છે, કે હર કોઇ મર્દ ઔરતની ઈજ્જતની બેઇજ્જતી કરવામાં જ મગરૂરી સમજે છે. ઔરતોની ખૂબસૂરતીની રોશની ઉપર પરવાનાની માફક તૂટી પડી, એ બિચારીને એ સ્વાર્થી આદમીઓ સોનેરી લાલચો બતાવી બૂરી મન્શા પાર પાડવા લલચાવી ફસાવે છે, આખિર ગર્જ ખત્મ થતાં ધોકો દે છે. વિના ગર્જ અને વિના સ્વાર્થ કોઇ કોઇનો ભાવ પૂછતું નથી...અને ખાન સાહેબ! હું પણ એક એવી જ સ્વાર્થી દ્રષ્ટિએ આપની મહેરબાની માથે ચઢાવવા અહીં આવી છું.''

"જલ્દી બોલ, બ્હેન! ત્હારે ખાતર હું શું કરી શકું એમ છું?''

"તમે એ તો જોઈ શકો છોને, કે મુબારક પોતાના દુશ્મનોના આવા (હાડકા બતાવી) હાલ કરે છે.''

"પણ ખુદાઇ શકિત ઉપર મ્હને યકીન છે. એ બદીને નેકી ઉપર કદાપી નહિ ફાવવા દે.''

"એ બધું કયામતને દિવસે, અત્યારે નહિ. આજ તો મુબારકની જ બોલબાલા છે. એ ધારે તે કરી શકે છે.''

"તો શું તું એમ કહેવા માગે છે, કે મ્હારી પણ આ જ દશા થનાર છે?''

"બેશક. મુબારક જેટલો દિલ્હીશ્વર અકબર અને રાજા સાહેબ બીરબલથી નથી બ્હીતો, એટલો આપનાથી બ્હીએ છે, અને પોતાના રસ્તામાં નડતો એ કાંટો દૂર કરવાને માટે જ......''

"સમજી ગયો. એટલા માટે જ આ ફરેબી જાળમાં મ્હને ફસાવવામાં આવ્યો છે. લેકીન, કિસ્મતમાં લખ્યું હશે એ થશે. પણ મનીઆ! તું જ કહે, આવી લાચાર પરિસ્થિતિમાં તું મ્હારી પાસે એવી કઈ મદદની આશા રાખે છે?"

"સાંભળો, આજ મુબારક પોતાની નવી જાળ બીછાવવા બ્હાર ગયો છે. એ સોનેરી તક મળતાં જ હું મ્હારા દીલની વાત કહેવા આવી છું."

"પણ શી રીતે? પહેરેગીર..."

"મ્હને આ સ્થાનમાં લગભગ બે વર્ષ થવા આવ્યા. મ્હારે માટે હરકોઇ સ્થાને ફરવાની મુબારક તરફથી છૂટ છે."

"અજબ!"

"હવે જરા શાંતિથી સાંભળો. ડાકુ હોવા છતાં મુબારકને હું દીલોજાનથી ચ્હાઉં છું, એની ઉપર જીગરથી ફીદા છું. શા માટે? એ હું પોન્તે નથી સમજી શકતી, તેમ કોઇને પણ નથી સમજાવી શકતી."

"આવો શયતાન! નફરતની નિગાહથી દેખવા લાયક! એની સાથે પ્યાર! કેટલી વિચિત્ર વાત! મનીઆ! એક દોજખના કુતરાને જન્નતનો ફરિસ્તો ધારી લેવામાં......"

"બસ, અગર જો એને માટે એક પણ હલકો હર્ફ મુખ બહાર કાઢશો, તો હું નહિ સાંખી શકીશ, અને એકદમ અહીંથી ચાલતી થઇશ. તમારી આંખોમાં એ ગમે એટલો બદમાશ દેખાતો હોય, લેકીન મ્હારી આંખોએ એ ફરિસ્તો છે. દુશ્મનો ઉપર એ ગમે એટલો દયાહીન અને સીતમગર હોય, મ્હારી ઉપર તો મ્હેરબાન અને

દરિયાવ દીલનો ડાકુ છે. લાખો અનાથો–મુફલીસો અને નિરાધારોનો એ પાલનકર્તા છે. હું તો એ જ સમજી શકતી નથી, કે એ શા માટે આવો ધંધો કરે છે ?”

“ હશે, જવા દયો એ વાત, તમારી માન્યતા તમને મુબારક. હું તમારૂં દીલ દુભાવવા નથી માગતો. આપની શી ઇચ્છા છે, એ જ કહી નાખો, એટલે બસ.”

“ સેંકડોને છોડાવ્યા છે, અને આજ તમને પણ અહીંથી છોડાવવા માગું છું.”

“ શું !” મૂકિતની વાત સાંભળતાં ખાન ચોંકી ઉઠયો.

“ શાંત ! પરંતુ મ્હારી એક શર્ત આપને મંજૂર હોય તો જ...”

“ અને તે ?”

“ આપ મુસલમાન છો, આપે પાક કુરાને–શરીફના કસમ ખાઇને મ્હારી પાસે પ્રતિજ્ઞા લેવી પડશે, કે હવે પછીની જીંદગીમાં આપ કદાપી પણ લૂટારૂ મુબારકનું બૂરૂં નહિ કરો. એને કોઈ પણ જાતનું નુકસાન પહોંચાડવાનો પ્રયત્ન નહિ કરો. બોલો, મ્હારી આ શર્ત આપને કબૂલ છે ?”

“ માફ કરો, મનીઆ બીબી ! હું આપની આ ભયંકર શર્ત પ્રાણાન્તે પણ કબૂલી શકું એમ નથી.”

“ તો મરવાને માટે તૈયાર રહેજો.” એ થાળ ને પાણીનું ગ્લાસ ઉપાડીને પાછી ફરવાને ઉભી થઇ.

“ જેવું કિસ્મત !” ખાન કપાળે હાથ ઠોકી બોલ્યો.

“ કિસ્મતે જ મ્હને પ્રેરણા કરી છે, કિસ્મત જ આપને આ સોનેરી તક બક્ષી રહ્યું છે.”

"છતાં હું એ રસ્તાને ઠોકરે મારૂં છું. મ્હોત મ્હાય કાલ આવતું હોય, તો આજ આવે. ખાન મર્દ બચ્ચો છે, એને એની પરવા નથી. લેકીન દિલ્હીશ્વરનો વફાદાર નોકર આવી બેઇમાની કદાપી કરી શકે એમ નથી. અગર જો બ્હેન ત્હારા જેવી નેક-ખસલત અને રહમદિલ ઔરતે કોઇ બીજો કરાર રજૂ કીધો હોત, તો જાનને જોખમે આ ખાન એને દીલોજાનથી વધાવી લેતે, પણ આવું બેઇમાની–નમકહરામી કામ મ્હારાથી નહિ બની શકે."

"તેથી જ મુબારકના પહેરેગીરને આપ એ રસ્તો બતાવી રહ્યા હતા, કેમ? ખાનસાહેબ! ચોરી કરતાં આપને નેકી અને ઇમાન આડાં આવે છે, અને ચોરી કરાવતા નહિ, કેમ એમજને?"

ખાન ફાટી આંખે એની તરફ જોઇ આ મર્મકટાક્ષ લજ્જા-પૂર્વક સાંભળી રહ્યો. એ અશ્રુભરી આંખે એના પગ પકડતો બોલ્યો: "ઓ ખુદાઇ હુસ્ન! મ્હને માફ કર. મ્હારી એ ભુલ હું કબૂલ કરૂં છું. અને ફરીથી જીંદગીમાં એવી ભૂલ ન કરવાના કસમ ખાઉં છું."

"ખાન! થયેલી ભૂલ સુધારી નાખવાથી કંઇ જીવન–ઇતિહાસ ભૂલ વિનાનો નથી નોંધાતો. થયું એ તો થયું. પછી એક વાર ચાહે અનેક વાર! યાદ રાખ, એક વાર ત્હેં મ્હારા શબ્દોને ઠોકરે મારવાનો અંજામ અનુભવી લીધો છે, તો હવે આ બીજી વખત એવી જ ભૂલ કરવાની ભૂલ ન કરીશ. અગર જો, મ્હારા શબ્દો ઉપર ત્હને વિશ્વાસ હોય, મ્હારી મહેરબાનીનો જો તું કંઇ પણ બદલો દેવા માગતો હોય, ત્હારી કીમતી જીંદગીની તું જરૂર ધારતો હોય, તો મ્હારી આટલી માગણી મંજુર કર. ત્હારી જીંદગીના બદલામાં મુબારકની જીંદગી બક્ષવા જેટલી ઉદારતા બતાવ. હું એને

મ્હાઉં છું, એ મ્હને મ્હાય છે. અને એક દિવસ હું એજ ચાહથી–એજ મહોબ્બતથી એ શયતાન ડાકૂને ખૂદ ખૂદાઇ ફરિસ્તો બનાવી બતાવી આપીશ, કે એક કમીના ઔરત ધારે તો શું કરી શકે છે ?"

" મનીઆ...બ્હેન...દેવી..."

" ચોવીસ કલાક પછી હું આપનો છેલ્લો જવાબ લેવા પાછી ફરીશ, માટે તૈયાર રહેજો."

" મનીઆ......મનીઆ......"

પણ પછી જવાબ ન મળ્યો. એ ગઇ. દ્વાર ઢંકાઇ ગયા. રોશની ઉડી ગઇ. પાછું હતું એવું અંધારૂં થઇ ગયું. ખાન એ તૂટી–ફૂટી ચટાઇ ઉપર મનીઆના છેલ્લા શબ્દો સંભારતો હતાશ હૈયે બેસી ગયો.

જાન કે ઇમાન બેમાંથી એકની એને પસંદગી કરવાની હતી.



પુષ્પ: ૯

## "શરીફ ડાકૂ"



મુબારકનો બાપ હુમાયુના દરબારનો એક ખાનદાન અને ઇમાનદાર અમીર હતો. એની એ ઇમાનદારીએ એને જેટલો ઉન્નતિની ટોચે પહોંચાડયો, તેટલો જ બીજા ઉમરાવ અને અમલદારોની આંખમાં ઇર્ષાળુ બનાવ્યો. અને જ્યારે શહેનશાહ અકબર તખ્તનશીન થયો, ત્યારે રાજ્ય વિરૂદ્ધ ષડયંત્ર

કરી શાહના પ્રાણ લેવાનું કાવત્રું રચવાની એક નકલી ચિઠ્ઠી તૈયાર કરી એ બાપડા નિર્દોષને માથે ગંભીર આરોપ મૂકવામાં આવ્યો. યુવાન વયનો અકબર બાદશાહ આ વેળા રાજ્યના આવા કાવાદાવાથી અણજાણ હોવાથી એને પ્રાણદંડની કઠોર સજા થઈ. મુબારકના નેકનામ વાલિદને દુશ્મનોએ હાથીના પગ નીચે કચરાવી નાખી તેની તમામ માલમિલ્કત જપ્ત કરી.

એક અમીરનો છોકરો આમ જોતજોતામાં રસ્તાનો રખડતો ભિખારી થઇ પડ્યો. પતિના મૃત્યુથી માંદગીને બિછાને પડેલી એની રોગિષ્ઠ માતા પોતાના એ યુવાન બચ્ચાંઓને લઈને દિલ્હી શહેર છોડી ગઇ.

એક કંગાલ ઝુંપડામાં મૃત્યુના છેલ્લા શ્વાસ લેતી એ અભાગિની ઔરતની પાસે એક વખત એના યુવાન પુત્ર-પુત્રીઓ આંસુ સારી રહ્યા હતા, ત્યારે એ બોલી: "બેટા મલેક! ત્હારા અબ્બાજાનને પોતાના આવા મૃત્યુની ખબર પડી જવાથી એમણે પોતાની આખી જીંદગી સુધી શાહી નોકરી કરીને જે બેશુમાર ઝવેરાત-દૌલત એકઠું કીધું હતું, તે તમામ આ જગ્યાએ દાટી દીધેલું છે. તું આખી જીંદગી સુધી ખાતાં એ ખૂટાડી શકનાર નથી. હું બહુ બહુ તો હવે બે દિવસનો મહેમાન હોઇશ. ત્હારી આ એકની એક બ્હેન હું ત્હને સોંપું છું. એનો હાથ કોઈ અમીર નહિ પણ ગરીબ છતાં રહમદિલ ઇન્સાનના હાથમાં આપજે. અને જો લેવાય તો ત્હારા અબ્બાજાનને થયેલા અત્યાચારનું વેર લેજે."

પોતાના કટ્ટા દુશ્મનનું નામ કહ્યા વિના જ એની આંખો મીંચાઇ ગઈ. મલેકે એના હાથમાંથી પેલો કાગળ લીધો, ઉઘાડ્યો,

અને વાંચ્યો. પોતાની યુવાન બ્હેનને માતાની સંભાળ રાખવાનું કહી એ ખજાનો જોવાને ઉપડયો. એણે હૃદયમાં મક્કમ પ્રતિજ્ઞા કરી હતી, કે જો મ્હને ધનની મદદ મળે, તો એક વાર બળવો જગાવી દિલ્હીના એ અન્યાયી શાહની સલ્તનતના પાયા ડગમગાવી મ્હારા વાલિદનું વેર લઉં. અને એ જ ધૂનમાં ને ધૂનમાં એ મરતી માતાને અને યુવાન ભગીનીને અરણ્યમાં એકલી છોડી ત્યાંથી ચાલ્યો ગયો.

પરન્તુ જ્યારે એ સોના-રૂપાના ઢગલા લઇ હરખાતે હૈયે પાછો ફર્યો, ત્યારે એણે ત્યાં શું જોયું ? લોહીલોહાણ માતા ચત્તીપાટ પડેલી હતી. એની યુવાન બ્હેન ત્યાંથી અદ્રસ્ય થઇ ગઈ હતી. એણે પોતાની અમ્માનું માથું ખોળામાં લીધું. "અમ્મા...ઓ અમ્મા..." ભીની આંખે અને ભીને હૈયે એણે બૂમ મારી.

એ પ્રેમભીની આંખ છેલ્લી વારને માટે ઉઘડી. મૃત્યુના ડચકીઆં ખાતો એનો કંઠ અચકાતો અચકાતો બોલ્યો: "ત્હારી... બ્હેન...ને...અ...મીર...સફદરઅલી......"

આગળ જીભ ન લંબાઇ. હોઠ બીડાઇ ગયા. આંખોના પોપચા પણ ઢંકાયાં. બસ એ જ વખતે અને એ જ જગ્યાએ એણે પોતાની અમ્માની પાક કબ્ર પર આંસુ વેરી કસમ ખાધા: "મ્હારી પ્યારી બ્હેનની ઇજ્જત ઉપર હાથ નાખનાર એ નરાધમ અમીરનું હું લોહી પીશ, તો જ જંપીશ."

પિતાની બેશુમાર દોલત લઇ એ વેરમાં પાગલ-બનેલો મલેક અરણ્યમાં આગળ વધ્યો, અને જંગલી ડાકૂઓના હાથમાં ફસાઈ ગયો. પરંતુ ડાકૂઓના સરદારે એની બહાદુરી જોઈ એને જાનથી ન મારતાં પોતાની ટોળીમાં રાખી લીધો. મુબારકને પણ એ જ

જોઇતું હતું. ધીરે ધીરે એ જ મુબારક, ડાકુનો સરદાર એક ધાડ પાડવા જતાં માર્યો જવાથી એ ટોળીનો મુખ્ય સરદાર બન્યો. એણે એ જ વખતથી પોતાનું મલેક નામ બદલી મુબારક નામ જાહેર કર્યું.

આ વખતે અમીર સફદરઅલી લાહોરનો નાયબ સુબેદાર હોઇ શાહનો અત્યંત પ્રીતિપાત્ર હતો. મુબારકે દિલ્હી આવી એની ખબર મેળવી લાહોર સુધી એનો પીછો પકડ્યો. અને અંતે એ ફાવ્યો. સફદરનું એણે ધાતકી રીતે ખુન કર્યું, પરંતુ એથી એની ધારેલી નેમ પાર પડી નહિ. એની ગૂમાયલી બ્હેનનો પત્તો એણે બહુ બહુ ફાંફાં માર્યાં, છતાં ન જ મળ્યો.

ત્યાર બાદ એણે અમીર–ઉમરાવો તથા તેમની ઓરતોને પકડી મ્હોટી મ્હોટી રકમો તેમના છૂટકારામાં મેળવી બેશુમાર દોલત એકઠી કરી. એની પાસે અત્યારે સેંકડો જાસુસો અને હજારો બાહોશ લડવૈયા હતા. સારા હિંદુસ્તાનના સમ્રાટ કહેવડાવતા અકબરને એ અત્યારે નામ માત્રથી ધ્રુજાવી રહ્યો હતો. એ જ આપણો દિલાવર ડાકૂ મુબારક !

સરફરાજ એનો જમણો હાથ હતો. આગ્રાના નામીચા કોટવાળ ખાનને ઉલ્લુ બનાવી પિંજરામાં પૂરનાર બાહોશ વ્યકિત તે એ જ સરફરાજ ! મુબારકને આજ એનું ખાસ કામ હોવાથી આજ એણે એને ખરે બપોરે બોલાવ્યો હતો. સરફરાજે આવીને જોયું, તો મુબારક નિમાજ પઢી રહ્યો હતો. એ ગુપચુપ પાસેની એક ગાદી ઉપર બેઠો. જ્યારે મુબારક પોતાની પવિત્ર ધર્મક્રિયા કરીને ત્યાં આવ્યો, ત્યારે એણે અદબ સાથે ઉભા થઇ " બંદાને કેમ સંભાર્યો

છે, ગરીબ પરવર !" એમ સવાલ કર્યો.

પાસેના મેજ ઉપર પડેલી એક ચિઠ્ઠી ઉપાડી તે સરફરાજના હાથમાં મૂકતાં મુબારક બોલ્યો: "મ્હારા સાહસિક દોસ્ત ! અત્યારે ને અત્યારે આ ચિઠ્ઠી રાજા બીરબલને હાથોહાથ મળે, એમ પ્હોંચાડી ત્યાંના જે કંઇ સમાચાર મળે તે લઇ પાછો ફર."

"જેવો હુકમ."

સરફરાજ ચિઠ્ઠી લઇ ચાલતો થયો, એટલે એ શરીફ ડાકુ મુબારક કુરાને મજીદનું વાંચન કરવા બેઠો.

❀ એ ચિઠ્ઠીમાં મુબારકે એવું તે શું લખ્યું હશે ! ❀



પુષ્પ: ૧૦

## "ભેદી બલા"



"કાં ગુલાલ ! પછી શું વિચાર કર્યો ?" લાલે પોતાની નૂરીને પિંજરામાં બંધ કરી આવી પ્રશ્ન કર્યો.

"કોઇ પણ રીતે આ બીજી ચિઠ્ઠીની વાત છૂપાવી દેવી."

"કારણ ?"

"લાંબો વિચાર કરતાં મ્હને લાગે છે, કે જે કામ મહારાજ બીરબલ અને કોટવાળ ખાનસાહેબ જેવા આટઆટલા પ્રયત્ને પાર નથી પાડી શકયા, તે હું સહેલાઇથી..."

"શું તું મશહૂર ડાકુ મુબારકને પકડવાની વાત કરે છે ?"

"હા, કેમ વારૂં ?"

"બ્હેન કંઈ દિવાની તો નથી થઇ ગઇને ?"

"લાલ ! એક ઓરતની તાકાતનો ખ્યાલ હજુ ત્હને નથી. ભલા ભલા સમશેર બહાદુરોને પણ આંખને ઇશારે નચાવવાની અજબ શકિત એક સ્ત્રી ધરાવે છે, સમજી ? જો...મ્હારી આ ખૂબસુરતીની રોશની એને પરવાનાની માફક અહીં ખેંચી લાવી બાળીને ભસ્મ કરવા જેટલી શકિત નથી ધરાવી શકતી વારૂ ?"

"અને એમ કરવા જતાં કદાચ એ ખૂબસુરતી ખાખ થઇ ગઇ તો ?"

"તો શું ? તોય મ્હારૂં નામ થઇ જશે."

"બહુ સારૂ. ત્યારે હું હવે જાઉં છું, ને આ નાપાક ચિઠ્ઠીને......"

"મ્હને આપતી જા, મ્હારે એનું કામ છે. સાથે સાથે વચન આપ મ્હારી વ્હાલી બ્હેન ! કે તું આ વાતનો એક હર્ફ પણ મ્હારા કહ્યા વિના હોઠ બ્હાર નહિ કાઢે."

લાલ સમજી કે ન સમજી, પણ એણે એ ચિઠ્ઠી ગુલાલના હાથમાં આપતાં વચન આપી દીધું. ત્યાં દાસી દાખલ થઇ. "બાઇસાહેબ ! નૌરોજના મેળામાં જવા માટે કુમારી મિહરૂન્નિસા આપની રાહ જુએ છે."

"ભલે જા, કહે કે અમે બંને હમણા જ તૈયાર થઇને આવીએ છીએ."

દાસી મસ્તક નમાવી ચાલી ગઈ. બંને બ્હેનો નૌરોજના મેળામાં જવાને માટે શણગાર સજવા લાગી.

* * * *

ઇતિહાસકારો જેને ‘ દિલ્હીશ્વરો વા જગદીશ્વરો વા ’ એ ઉપનામથી સંબોધી ગયા છે, અબુલફઝલે જેને “ અલ્લાહો અકબર ”ના ખિતાબથી નવાજી પોતાના પુસ્તકમાં અમર કર્યો છે, તે અનારકલીને જીવતી ભીંતમાં ચણનાર સંગદીલ, રાણા પ્રતાપને જંગલે જંગલ રખડાવી, વીર જયમલને વિશ્વાસઘાતથી વિંધી નાખનાર દગાબાજ અને હિન્દુઓની વહુ–દીકરીઓને ભ્રષ્ટ કરી રાજ્યસુખ–લાલચે જનાનખાનામાં દાખલ કરી બેગમો અને બાંદીઓ બનાવનાર ફરેબી અને અપરાધી અકબર પ્રત્યેક માસના મુખ્ય પર્વના નવમા દિવસે આ નૌરોજનો મેળો ભરતો હતો, જેને મહીલા મેળો કહેવામાં આવતો હતો. કેવળ સ્ત્રીઓ સિવાય આ મેળામાં એક પણ પુરૂષ વ્યક્તિને એમાં પ્રવેશવાનો સખ્ત પ્રતિબંધ હતો. રાજ્યમાંની મુસલમાન સોદાગરની સ્ત્રીઓ આ મેળામાં એકઠી થાય, અને રાજપૂત મોગલ રાજરાણીઓ એમની પાસેથી પોતાને જોઈતી વસ્તુઓ ખરીદે અને છૂટથી હરે-ફરે એવો આ મેળાનો ઉદ્દેશ હતો, એમ એનો પ્રિય કામી કવિ અબ્બુલફઝલ લખી ગયો છે. પણ એ આદર્શના પડદા પાછળ ખેલાતી રાજરમતમાં અકબરનો પાપી આશય કંઇ ઔર જ હતો.

અમીર–ઉમરાવોની ખાનદાન વહુ–દીકરીઓ પણ આમાં બહુમૂલ્ય વસ્ત્રાલંકારો પ્હેરી આનન્દથી ભાગ લેતી. દિલ્હીશ્વર પોતે પણ સોળ શણગારથી પોતાની પુરૂષ–દેહને શણગારી આ પ્રદર્શનમાં કોઇ ન જાણે એમ ભાગ લેતો. અને પછી ? જે જે ખૂબસૂરત યુવાન પંખીનીઓ એની આંખમાં ઠસી જતી, તે તે ત્યાંથી અલોપ થઇ જઇ એની પાશવતાનો શિકાર બનતી.

બિકાનેરપતિ પૃથ્વીસિંહની વીરાંગના, મહારાણા પ્રતાપસિંહની ભત્રીજી, અને શકિતસિંહની પુત્રી જોધાબાઇ કે જેને આવી જ રીતે પકડીને લઇ જવામાં આવી હતી, અને જેણે એ જગદીશ્વરના બીજા અવતાર દિલ્હીશ્વરની છાતી ઉપર કટારી ધરી એને " મા " કહેવડાવી માફી મંગાવી–મૂકિત મેળવી હતી, એણે " પાવશેરકી કટારીસે ઝુલાઇ સારી બાદશાહી." એ અમર વાકયથી ઇતિહાસને પાને એનું એ કાળું કલંક ઉઘાડું પાડયું હતું.

એ નોરોજના ઇતિહાસ–પ્રસિદ્ધ મેળામાં મિહિર લાલ અને ગુલાલ ત્રણે બ્હેનો એકેકથી જુદી પડી ગઇ. ગુલાલ દરેક નવીન ચીજો પર નજર કરતી કરતી એક વૃદ્ધ તસ્વીર વેચનારી પાસે આવી ઉભી. ગુલાલને જોતાં જ એ વૃદ્ધાએ એની સ્હામે થોડીક સ્ત્રીઓની તસ્વીરો ધરી.

ગુલાલને એ જોવામાં રસ પડયો. એણે સલીમની મા જોધાબાઈની તસ્વીર પસંદ કરી, દામ પૂછ્યા, એટલે પેલી બુઢ્ઢીએ એને પ્રશ્ન કર્યો: " હું ભૂલતી ન હોઉં, તો સરદાર ખ્યાસબેગની ભત્રીજી ગુલાલ આપનું જ નામને ?"

" હા, કેમ વારૂ ?" એણે આશ્ચર્યથી જવાબ વાળ્યો.

" કંઈ નહિ; આપને લાયક એક તસ્વીર છે, પણ હમણા બધાની વચ્ચે નહિ બતાવું. કહો તો કાલ મકાન પર લઇને આવું."

" ફિકર નહિ, એવું તે શું છે ? હમણા જ બતાવ." ગુલાલ અધીરી બની.

" તસ્વીર તો આ રહી, પણ દેખાડતાં ડર લાગે છે. રખેને,

કોઇ આવી પડે તો...!" બુઢ્ઢીએ એક રેશમી રૂમાલમાં વીંટાળેલી બેનમૂન તસ્વીર હાથમાં લઇ ભાવ ખાવા માંડયો.

"એક મામૂલી છબીમાં એવું તે બ્હીવા જેવું શું છે?"

"કસમ ખાઇને કહો, કે હું આપને એ બતાવું, પછી આપે બીજા કોઇને એ ન બતાવવી અને ન ઓળખાવવી."

ગુલાલને કસમ ખાવા ઉપર ભારે ચીડ હતી, છતાં એ ભેદી તસ્વીર જોવાને એ એટલી બધી જિજ્ઞાસુ થઇ ગઇ હતી, કે એણે ડોસીની વાત કસમ ખાઇને મંજૂર કરી. તરત જ વૃદ્ધાએ તસ્વીર એના હાથમાં આપતા કહ્યું: "લ્યો, હવે જલ્દી જોઇ આ કટકામાં પાછી વીંટાળી દયો. બહુ વાર ન લગાડતા."

ગુલાલની અધીરી આંખો એની ઉપર પડી. એમાં એક હૃદયના તારોને ઝણઝણાવે એવા દેખાવડા તરૂણ યુવાનનો ચ્હેરો હતો. ડોસીના કહેવા પ્રમાણે રૂમાલમાં લપેટી દેતાં એ બોલી: "જોઈ નાખી, પણ એમાં એવું તે શું ડરવાનું છે વારૂ?"

"બ્હેન! એ કોઈ જેવા તેવા શખ્સની નહિ, પણ ડાકુ મુબારકની..."

"મુબારક!" ગુલાલ ફાટી આંખે એ વૃદ્ધા તરફ ટગરટગર જોઇ રહી.

"શું તું કસમ પર કહે છે, કે આ તસ્વીર મુબારકની છે?"

"ખુદાના કસમ પર."

"એ ત્હને કયાંથી મળી?"

"આજથી બે દિવસ ઉપર હું ટાઢે થરથરતી છબી વેચવા નીકળી હતી, ત્યાં વરસાદ પડવાથી મ્હારી હાલત વિશેષ કફોડી થઈ.

એટલામાં એક તરૂણ યુવાન ત્યાંથી જતો હતો, તેની નજર મ્હારી ઉપર પડી. એણે પોતાનો કોટ ઉતારી મ્હારી તરફ ફેંક્યો. હું એને ઓળખતી નથી, પણ એ કોટના ગજવામાંથી આ છબી મ્હને મળી હતી."

"એમાં બીજું કંઇ હતું ?"

"કંઇ જ નહિ."

"ત્યારે તું કેવી રીતે જાણી શકી, કે એ સખાવતી યુવાન મુબારક જ હતો."

"એક તો એની શિકલ આ છબીના ચ્હેરાને આબેહૂબ મળતી આવે છે, અને બીજું એની પાછળ ઝીણે અક્ષરે "લૂટારૂ મુબારક" એમ લખેલું છે."

ગુલાલે છબી ફરીથી જોઇ. એને વૃદ્ધાની વાત પર વિશ્વાસ આવ્યો. એણે ફરી પ્રશ્ન કર્યો: "વારૂ, આ તસ્વીર ખાસ કંઇ મ્હને જ વેચવાનું કારણ ?"

"પ્હેલાં તો મ્હારો વિચાર કોટવાળ સાહેબને બતાવી તેમની પાસેથી સારૂં ઇનામ મેળવવાનો હતો, પણ પાછળથી એમ કરવા જતાં હું ફસાઈ જાઉં, એવી મ્હને બ્હીક લાગી, એટલે એ વિચાર મ્હેં માંડી વાળ્યો. એટલામાં આપના પલંગ નીચેથી એક લાલ ચીઠ્ઠિ નીકળ્યાની ખબર મ્હારા સાંભળવામાં આવી. એક ઓરત ચાહે જાન જાય, તો પણ ઓરતને દગો દેતી નથી, એ વિચારે એ છબી આપને જ વેચવાની ઇચ્છા રાખેલી, અને મ્હારી એ ઇચ્છા આજ ફલિભૂત થઇ છે. હું આપની પાસેથી મ્હારી મુફલીસી

માટે એવા કોઈ સારા ઈનામની આશા રાખું છું, શાહજાદી સાહેબા !"

એ વૃદ્ધાની બોલવાની સફાઈમાં ભોળી ગુલાલ અંજાઇ ગઇ. એણે પોતાના કંઠમાંથી મોતીની મૂલ્યવાન માળા કાઢી એને બક્ષીસ આપી આ વાત બીજા કોઇને ન કહેવાની ખાત્રી આપી. ત્યાં તો તેને શોધતી લાલ ત્યાં આવી પહોંચી "ચાલને, સાંજ પડવા આવી, ને બ્હાર મિહિરુન્નિા બ્હેન કયારના ખોટી થાય છે."

"ચાલો, જો હું આ તસ્વીર ખરીદતી હતી." કહી લુચ્ચી ગુલાલે એના હાથમાં જોધાબાઇની તસ્વીર આપી પેલી ભેદી તસ્વીર સંતાડી દીધી. ત્યાર પછી એ ત્રણે બ્હેનો પાલખીમાં બેસી મહેલ તરફ રવાના થઇ.

તસ્વીર વેચનાર એ ભેદી બલા કોણ ?

પુષ્પ: ૧૧

## "લાલ ચિઠ્ઠી નં. ૩"



"હેમ ! હુસેન ! કોટવાળનો કંઈ પત્તો ?"

"કંઇ જ નહિ, રાજાસાહેબ ! ચારે બાજુએ તપાસ કરી, પણ કંઇ જ સમાચાર નથી."

"જરૂર, એ ડાકૂ મુબારકના પંજામાં..."

"મ્હારી પણ એજ ધારણા છે. તે રાત્રે તમારે ત્યાંથી ઘેર જવાને અમે છૂટા પડયા, તે પછી મ્હારી અને એમની મુલાકાત થઇ જ નથી."

"શાહને જો આ વાતની ખબર પડશે, તો આપણે શું જવાબ દઈશું ?"

"હું પણ એ જ વિચાર કરી રહ્યો છું."

રાજા બીરબલ પોતાના ખાસ મ્હેલમાં હુસેનખાંની સાથે ખાનના એકાએક ગૂમ થયાની વાત ચર્ચી રહ્યો હતો, ત્યાં એકાએક બારી વાટે થઇ એક તીર સડસડાટ અંદર આવી પડ્યું. બંને ચમકયા–ઉભા થઇ ગયા. હુસેન એકદમ નીચે દોડયો, પણ ફીકકે ચ્હેરે પાછો ફર્યો.

"કેમ ! કોઇ દેખાયું ?" બીરબલે પ્રશ્ન કર્યો.

હુસેને નકારમાં મસ્તક ધૂણાવ્યું. "હુસેન ! મુબારકના જાસુસો એક એક કદમ આગળ વધતા જાય છે, લાવ જોઉં, એ તીર..."

હુસેને એ તીર હાથમાં લીધું. લેતાં જ એને છેડે દોરીથી બાંધેલ લાલ ચિઠ્ઠી ઉપર એની નજર પડી. એ ચિત્કારી ઉઠયોઃ "નામદાર...ફરી પાછી..."

"લાલ ચિઠ્ઠી નંબર ત્રણ." હુસેને એની ઉપર મ્હોટા અક્ષરે લખેલું મથાળું વાંચ્યું.

"વાંચ, જોઉં...એમાં એ શયતાને વળી શું લખ્યું છે ?"

વાંચક સમજી ગયા હશે, કે મુબારકે મોકલેલી આ ચિઠ્ઠી સરફરાજે દૂરના ઝાડ ઉપર ચઢી તીર સાથે બાંધી અહીં નાખી હતી. બીરબલની આજ્ઞાનુસાર હુસેને એ મ્હોટેથી વાંચવા માંડી.

**રાજા સાહેબ બીરબલની સેવામાં:—**

આપના જમણા હાથ જેવા કોટવાળ ખાન સાહેબ અત્યારે અમારા કેદખાનાની મોંઘી મહેમાનગીરી ભોગવી રહ્યા છે. અગર જો આપને એ મહાશયના જાનની જરા જેટલી પણ દરકાર હોય, તો આ ચિઠ્ઠી મળે કે તુરત જ અજમેરવાળા કબ્ર પાસેના પત્થરના હોજમાં પચાસ હજાર સોનાના દીનારની (સોનામ્હોર જેવો એક જાતનો સિક્કો) આજથી નવમા દિવસની મધરાત્રે પોટલી બાંધી મૂકી આવવી. અગર જો આપ ચૂકશો, તો ખાનસાહેબની જીંદગીનો આખીરી અંજામ આવેલો સમજી લેવો.

અગર જો આપને મ્હારી એ શર્ત બહુ જ આકરી માલમ પડે તો આ બીજી શર્ત તરફ ધ્યાન આપશો. સરદાર ગ્યાસબેગ આપના સ્નેહી છે. હું એમની બે ભત્રીજીઓમાંથી ન્હાની કુમારી ગુલાલને મ્હારી મહેરદાર બનાવવા માગું છું. આપ મ્હારી સાથે સુલેહ કરવા માગતા હો, તો સરદારને સમજાવી મ્હારી આ ઇચ્છા બર લાવશો. જવાબ જુમ્મા મસ્જીદની દક્ષિણે આવેલા પીપળાના ઝાડની બખોલમાં મૂકી આવવો. મ્હારો માણસ તે આવી લઇ જશે.

જો મ્હારી આ બંને શરતોમાંથી ગમે તે એકનું આપના તરફથી યોગ્ય પાલન થશે, તો હું દુશ્મની છોડી આપનો દોસ્ત બનીશ, એટલું જ નહિ પણ ફરી કોઇ વાર મ્હારી

સ્હામે હથીયાર ન ઉંચકે એટલા માટે કેવળ જમણો હાથ કાપી લઈ કોટવાળ ખાનસાહેબને એકદમ છૂટા કરી દઇશ. મ્હારી માન્યતા પ્રમાણે એટલી યાદગીરી મ્હને બસ થશે.

ખબરદાર! જો આમાં કોઇ જાતની દગાબાજી કે ચાલબાજીની ગંધ અમને આવશે, તો રાજા સાહેબે એ ધ્યાન રાખવું, કે એમને પણ આ મુબારક ખાનસાહેબની માફક પોતાનું ગરીબખાનું રોશન કરાવવા ચૂકશે નહિ. દુનિયાભરમાં એવું કોઇ કામ નથી, કે જે કરતાં આ મુબારક પાછો પડે. અગર જો દોસ્ત બનશો તો જાન દઇશ, અને દગો કરી દુશ્મન બનશો તો જાન લઇશ.

"લૂટારૂ મુબારક."

* * * * *

ચિઠ્ઠી પૂરી વાંચ્યા પછી બીરબલ અને હુસેન થોડી વાર સુધી તો મુંગે મોઢે એકબીજાની સ્હામે જોઇ જ રહ્યા.

"હુસેન!"

"નામદાર."

"ત્યારે પછી શું વિચાર?"

"પચાસ હજાર મોકલી આપવા."

"લેકીન એ અસરફીઓની થેલી લઇને કોણ જશે?"

"અગર જો આપનો હુકમ હોય, તો બંદો એ સાહસ ખેડવા તૈયાર છે."

"ત્યારે એક કામ કરો. તમે આજને આજ પચાસ બહાદુર સિપાઇઓ સાથે અજમેર જાવ. હું એક ચિઠ્ઠી ત્યાંના હાકેમ ઉપર અને બીજી ત્યાંના શેઠ ગોકુળદાસ ઉપર લખી આપું છું. એટલે તમને સૈન્ય તેમજ નાણાની જોઇએ એટલી મદદ મળી રહેશે."

"જેવી મહારાજની ઇચ્છા."

થોડી વારમાં બીરબલ બે પત્ર લખી તે ઉપર પોતાની શાહી મ્હોર કરી, તે હુસેનના હાથમાં આપતા બોલ્યો: "સાવધાન, હુસેન! ખાનના જેવી દગલબાજી ત્હારી સાથે ન રમાય, એ સંભાળજે."

"એ માટે આપ બેફિકર રહો, પરંતુ મહારાજ એની બીજી બીજી શર્ત ઉપર આપ ધ્યાન રાખજો."

"હાલમાં મ્હારો વિચાર આ પ્હેલી શર્તનું શું પરિણામ આવે છે, તેજ જાણવાનો છે. અગર જો એમાં પાછા પડશું તો પછી વિચાર કરશું."

હુસેન અદબની સાથે ઓરડો છોડી ગયો. બીરબલ પેલી લાલ ચિઠ્ઠી લઇને પાસેના એક સોફા ઉપર પડયો, વિચારવા લાગ્યો: "લાલ ચિઠ્ઠી નં ૩ આ છે. નંબર ૧ તો ગુલાલના પલંગ નીચેથી મળી હતી, પણ નંબર ૨ કયાં છે?"

પેલા આસમાની કબૂતર પાસેથી ગુલાલને મળેલી તે લાલ ચિઠ્ઠી નં. ૨



પુષ્પ: ૧૨

## "એક લાખનો હાર"





"મનીઆ..." ખાનને ચોવીસ કલાકની મુદત આપી પાછી ફરતી મનીઆને પાછળથી આવી એકાએક મુબારકે બૂમ મારી.

"કોણ છે ?"

"એ તો હું મુબારક."

મનીઆ પાછી વળી ચિન્તાતુર મુખે મુબારક પાસે આવી ઉભી રહી.

"શું કહો છો ?"

"બેસ, મ્હારે ત્હને એક વાત પૂછવી છે."

મનીઆએ આગળ કોઇ દિવસ મુબારકને પોતાની સાથે આટલી ગંભીરાઇથી વાત કરતો ન્હોતો નિહાળ્યો. એ ગુપચુપ એની સ્હામે પડેલા એક પત્થર ઉપર બેઠી.

"આ બેઠી, બોલો."

"હું ત્હારો આજ છેલ્લો જવાબ માગું છું, તું મ્હને ચ્હાય છે ?"

"મ્હેં તમને કેટલી વાર કહ્યું, કે જ્યાં સુધી મ્હારા હૃદયની શંકાનું નિવારણ નહિ થાય ત્યાં સુધી નહિ."

"મનીઆ, મનીઆ, કહે જોઉં, આટઆટલું કર્યા છતાં હજુ મુબારક ત્હારે માટે શું વધારે કરે ?"

"મ્હને આઝાદી બક્ષ. મુબારક મ્હને જવા દે."

" ત્હારે જવું જ છે ?"

" હા......"

" તો જા, ચાલી જા...આ મુબારક આજે ત્હને રાજીખુશીથી રજા આપે છે. પરન્તુ બ્હાર જઇને કોઇને એમ ન કહીશ, કે લુટારૂ મુબારક બળાત્કારે કોઇ ઔરતની ઇજ્જત-આબરૂ ઉપર હાથ નાખે છે."

મુબારક ઉભો થયો. મનીઆ ઉભી થઇ. વળી એને કંઇક સાંભરી આવતાં એ બોલી: " પેલું મ્હારૂં માંદળીયું..."

" આ રહ્યું લે...પણ એને તું શું કરીશ ? મ્હારી પાસે હશે, તો કોઇક દિવસે પણ ત્હારા વાલિદનો પત્તો લાગશે."

પણ મનીઆએ એ વાત કાને ન ધરી. માંદળીયું પોતાની ડોકમાં નાખતા એ બોલી: " વારૂ ! મુબારક ! કહે જોઉં, તું ગરીબોને લાખો રૂપીઆ બક્ષીસ કરે છે, તો આ મનીઆને તેની જીંદગી આરામથી ગાળવા માટે......"

" માગે તે આપવા તૈયાર છું."

" મહામહેનતે મેળવેલા પૈસામાંથી મ્હને આપતાં ત્હને કંઇ નાખૂશી તો નહિ થાયને ?"

" બિલકુલ નહિ."

" તો મુબારક ! ત્હારા એ પાપમાર્ગે મેળવેલા પૈસામાંથી એક પાઇ પણ મ્હને નહિ ખપે. તે સિવાય ત્હારી પાસે જો કંઇ હોય, તો તેમાંથી મ્હને પચાસ હજાર અશરફીઓ નજર કર."

" મ્હારા વાલિદ મ્હારે માટે એક કરોડ અશરફીઓનું ઝવેરાત મૂકી ગયા છે, એમાંથી હું ત્હને આપીશ. પરંતુ મનીઆ ! પચાસ

હજાર નગદ અશરફીઓ ઉંચકીને લઈ જવાની તકલીફ વ્હોરવા કરતાં તેટલી કીંમતનું ઝવેરાત ત્હને આપું તો કેમ ?"

"ભલે, તેને માટે મ્હને ના નથી."

"તો ચાલ મ્હારી સાથે."

એક પછી એક ઓરડાઓ વટાવી મુબારક મનીઆને એક પોતાના ગુપ્ત ધનભંડારના ઓરડામાં લઇ આવ્યો. મ્હોટી મ્હોટી લોખંડી સંદુકોમાં કરોડો રૂપીઆના ઝવેરાત છલોછલ સીંચાયલા હતા. મનીઆ આ બેશુમાર દોલત દેખતાં ઘડીભરને માટે તો અંજાઇ જ ગઇ. મુબારક ધીરેથી બોલ્યો:

"મનીઆ ત્હારું દીલ ચાહે એ આમાંથી ઉઠાવી લે."

"શું લેવું ને શું નહિ ?" એ જ મનીઆને માટે પ્રશ્ન થઇ પડયો. આખરે એણે એક ભભકદાર મોતીની કીમતી માળા ઉપાડી. "બસ, મ્હને આ આપી દયો."

મુબારક હસતો હસતો બોલ્યો: "મનીઆ ! ઇન્સાનને પીછાનવાની શકિત ત્હારામાં નથી, પરંતુ મોતીનું પાણી પિછાનવાની શકિત તો ત્હારામાં અદ્દભુત છે. હશે; જવા દે એ વાત. પરંતુ સાથે સાથે એક વાત સાંભળી લે. અજાયબ ન થતી, આ મોતીના હારની કીંમત કમમાં કમ એક લાખથી ઉપર છે."

"એક લાખનો હાર !" મનીઆ સાશ્ચર્ય એની તરફ જોઈ રહી.

"હા, મનીઆ ! આ શહેરના પ્રખ્યાત ઝવેરી નાજીરમંદના છુટકારાના બદલામાં મ્હેં એ મેળવ્યો હતો. જ્યારે એ હાર વેચવાની ત્હારી ઈચ્છા થાય, ત્યારે સહુથી પ્હેલી ખબર મ્હને આપજે. હું એ ખરીદી લઇશ."

" બહુ સારૂ."

" એટલું કહી મનીઆ ત્યાંથી પોતાના ઓરડામાં ચાલી ગઇ. મુબારક એના ચાલ્યા ગયા પછી વિચાર કરતો કરતો હતાશ હૈયે પોતાના ઓરડામાં આવી પડયો.

* * *

" આજ બબ્બે વરસ થયા એ મ્હારી સાથે રહે છે, છતાં હું એ અજબ સ્વભાવની છોકરીનું હૃદય હજુ સમજી શકયો નહિ. જેટલી એ મ્હને નફરતની નિગાહથી જુએ છે, તેટલો જ હું એને મહોબતની નજરથી જોઉં છું. હું કોણ ? એક જગમશહૂર લૂટારૂ ! મ્હારી આંખો સ્હામે આંખ ઉંચી કરે, એને જહન્નમનો માર્ગ બતાવવાની શકિત ધરાવતો હોવા છતાં એ નાદાન છોકરી પાસે પાણી થઇ જાઉં છું. એનું શુ કારણ હશે ?

એ મ્હને એના બાપનો ખૂની માને છે, પણ એને કયાં ખબર છે, કે આ મુબારક કેટલી મુસ્કેલી વેઠી એને એક જાલીમ નરપિશાચના પંજામાંથી છોડાવી લાવ્યો હતો ? એ શયતાનનો સાળો એને ઝેરી અને નશીલી ચીજ ખવડાવી બેહોશ હાલતમાં કેવી રીતે ઉપાડી જતો હતો ! આજે બે વર્ષ સુધી એના બાપની શોધ મેળવવા મ્હેં કેટકેટલા પ્રયત્નો કર્યા છે !

છતાં હજુ સુધી હું એટલું જ જાણી શકયો છું, કે એ એક ખાનદાર માબાપનું ફરજંદ છે. એના અબ્બાજાનનો ખુની એને મનથી એ ભલે મ્હને માનતી હોય, પણ સારી જહાંને રોશન કરનાર એ પાક પરવરદિગાર જાણે છે, કે હું એમાં કેટલો નિર્દોષ છું. જો કે મનીઆની મુહબ્બત મેળવવામાં નિષ્ફળ થયેલો હું ગુન્હાને

મ્હારી કરવાના પ્રયત્નો કરી રહ્યો છું, છતાં મ્હને કહેવા દયો, કે હું મનીઆને જાનોજીગરથી ચ્હાઉં છું. આખરે મનીઆ તે મનીઆ અને ગુલાલ તે ગુલાલ."

આવા આવા વિચાર તરંગોની વચ્ચે પોતાના મગજના વ્હાણને ડોલાવતા મુબારકને ભાગ્યે જ એક કલાક થયો હશે, ત્યાં મનીઆ પાછી આવી. એના ગળામાં પેલો કીમતી મોતીનો હાર લટકતો હતો.

"કોણ મનીઆ ! તું હજી ગઈ નથી ?"

"ના."

"કેમ વારૂ ?" હજુ કંઇ બાકી છે ?"

"હા." મનીઆએ કંઇક હસમુખે ચ્હેરે ડોકું હલાવ્યું.

"શું વારૂ ?"

"કોટવાળ અલીમર્દનખાનને તું મ્હારી માફક ક્યારે આઝાદ કરવા માગે છે ?"

"તે જાણીને ત્હારે શું કામ છે ?"

"મુબારક ! હજુ તો મનીઆએ ત્હારા મકાનનો ઉમરોય નથી ઓળંગ્યો, ત્યાં જ એનો અધિકાર જતો રહ્યો કે ?"

"ના, ના મનીઆ ! ખોટું ન લગાડીશ. તું ચાહે ત્યાં જઇશ, છતાં મુબારક ત્હને એના હૃદયમાંથી મરતાં સુધી નહિ ભૂલે."

"તો પછી મનીઆ ઉપર આજ સુધી તું રાખતો આવ્યો છે, એમ વિશ્વાસ રાખી કહે જોઉં, કે એના છૂટકારા બદલ તું શું ચાહે છે ?"

"સમજ્યો, તું એ રકમ બ્હાર જઇ એના સ્નેહી–સંબંધી પાસે અપાવવા મ્હારી તરફથી ગોઠવણ કરવા માગે છે, કેમ ? ભલે, મનીઆ ! હું એ કોટવાળના છૂટકારા બદલ પચાસ હજાર અશરફીઓની માગણી કરનાર છું."

"બસ એટલું જ જાણવું હતું. પરન્તુ મુબારક ! ત્હારા તરફથી મળેલા આ હારની માલીકી હવથા મ્હારી જ ગણાયને ?"

"એમાં વળી પૂછવાનું શું ? ગાંડી ! એની ઉપર હવે ત્હારી એકલીનો જ હક છે."

"જો એમ જ હોય, તો લે આ હાર..." મનીઆએ પોતાના ગળામાંથી પેલો કીમતી મોતીનો હાર કાઢી મુબારક તરફ ફેંક્યો. "એની કીંમત ત્હેં ત્હારે મોઢે જ એક લાખ અસરફીની કરી છે. હું એ હારના બદલામાં ત્હારી પાસેથી કોટવાળ ખાનના છૂટકારાની માગણી કરૂં છું."

મુબારક પોતાની ગાદી ઉપર એકદમ ઉભો થઈ ગયો. આશ્ચર્યથી ફાટી ગએલી આંખે એ મનીઆ તરફ જોઇ કંઇક શંકાશીલ હૃદયે બોલ્યો: "એટલે મનીઆ ! ખાન ત્હારો કોણ થાય છે ?"

"કોઇ જ નહિ."

"તો પછી એના છૂટકારાને માટે ત્હારી કંઇ આટલી બધી લાગણી ! ચિન્તા ! આત્મભોગ !"

"મુબારક ! ત્હારો વ્હેમ ગલત છે. ઇન્સાને ઇન્સાનને મદદ કરવી એમાં વળી આત્મભોગ કેવો ? એ તો એક ફરજ છે."

"ત્હારો ફીલસુફીભર્યો ભેદી ખુલાસો મ્હારે ગળે નથી ઉતરતો."

"તો શાન્તિથી ઉતારીને પછી જવાબ દેજે. હું ત્યાં સુધી જવાનું માંડી વાળી અહીં જ રહીશ."

"શું એને ખાતર તું ત્હારી આટલી સહેલાઇથી મેળવાયલી આઝાદીને લાત મારી પાછું આ ડાકૂખાનામાં રહેવાનું પસંદ કરશે?"

"એને ખાતર નહિ, પરંતુ મ્હારા જવાબને ખાતર, મુબારકના હૃદયની ને બોલની પરીક્ષા કરવા ખાતર."

"એ બધું એક જ છે. મનીઆ! મનીઆ! ત્હને મહોબતથી બોલાવનાર મુબારકને ખાતર નહિ ને એક અજાણ્યા શખ્સને ખાતર તું અહીં રહી ત્હારી આઝાદીનો ભોગ આપવા તૈયાર થઇ થઈ છે, એનો અર્થ શું?"

"મુબારક! મુબારક! ત્હારા હૃદયમાં જો મ્હારે માટે ખોટી શંકા દાખલ થવા પામી હોય, તો તેને તું દૂર કર. એક બ્હેન પોતાના સગ્ગા ભાઇને ખાતર જે ભિક્ષા માગે, જે ભોગ આપે, એ જ હું અત્યારે કરી રહી છું. જો હું ધારતે તો ત્હારી ગેર-હાજરીમાં એને ખુશીથી ન્હસાડી શકતે. પણ નહિ, જે વિશ્વાસ અને સોગનથી ત્હેં મ્હને એની દેખરેખનો બાર સુપ્રત કર્યો છે, તે જ વિશ્વાસથી પ્રેરાઇને હું આજ ત્હારી પાસે આવી ઉભી રહી છું. મ્હને યકીન છે, કે મ્હારો મુબારક એની મનીઆની આ પ્હેલવ્હેલી માગણીને પાછી નહિ જ ઠેલે."

"જોઇશ, મનીઆ! હમણા તો તું જા...હું વિચાર કરીને એ બાબતનો જવાબ આપીશ. અત્યારે મ્હારૂં મગજ કંઈ જ કામ કરી શકે એમ નથી."

" મ્હને ઉતાવળ પણ નથી. બે દિવસ રહીને શાન્ત ચિત્તે વિચાર કરીને જવાબ આપજો."

મનીઆ દિવાનીની માફક આવી હતી એમ પાછી ચાલી ગઇ. ધર્મસંકટમાં ફસાયલો ડાકૂ મુબારક એની આખી જીંદગીમાં આ પહેલવહેલી જ વાર એક ઔરતના ફંદામાં ફસાઇ હાર્યો—ઠગાયો. એક લાખના કીમતી હારના એકેક મોતી તોડી જમીન ઉપર ફેંકી દેતા એ બોલ્યો: " એક મામૂલી ઔરત ! બે બદામની છોકરી ! આજ મ્હને ઉલ્લુ બનાવી ગઇ."

પછી મુબારકે મનીઆની એ ભયંકર માગણી સ્વિકારી કે નહિ ?



## પુષ્પઃ ૧૩ "ઇશ્કની જંજીર"

### —: ગાયન :—

છે કેદખાનું ઇશ્કનું...ને ઇશ્કની જંજીર છે,
અહીં ઇશ્કના કૈદી ઉભા...પણ ઇશ્કબાજી છે નહિ.

* * *

પ્યાલી ભરી છે શરબતે...શીશા પડયાછ શરાબના,
પીનાર પાગલ આ ઉભો...પાનાર હાજર છે નહિ.

* * *

શીશો ધર્યો આ હાથમાં...એ હાથમાં પ્યાલી ધરી,
પાનાર છે મોજૂદ તો...પીનાર હાજર છે નહિ.

* * *

મસ્તીભરી માશુક ઉભી...મહબ્બતભર્યો આશક ઉભો,
શીશો ભર્યો...પ્યાલી ભરી...પાતા નથી પીતા નથી.

* * *

બાજી બિછાવી પ્રેમની...ને પ્રેમના પાસા લીધા,
એ પ્રેમીઓ બેઠા પછી...ઉઠતા નથી રમતા નથી.

* * *

જે ઇશ્કની જંજીરમાં...કૈદી બન્યા હાથે કરી,
એ પ્રેમઘેલાઓ પછી...રડતા નથી હસતા નથી.

જાતજાતના નૃત્યસંગીતો એ રમણી—હૃદયને રીઝાવવાને થઇ રહ્યા હતા, છતાં એનું મન તો પેલી મુબારકની કાગળની પ્રતિમામાં જ પરોવાયલું હતું. નર્તકીઓને એકદમ રજા આપી એ

રેશમી બિછાના ઉપર આડી પડેલી ગુલાલે પોતાના જરી ભરેલા બદનની અંદરથી પેલી તસ્વીર બ્હાર કાઢી.

“ આહા ! જેની કામણગારી કીકીઓમાંથી દયા અને માયાની રોશનીના અમૃતબિન્દુઓ ટપકી રહ્યાં છે, એને ડાકૂ મનાય જ કેમ ? આ હસમુખો ચ્હેરો, કે જેની ઉપર નેકી અને ન્યાયની પવિત્ર છાયા પથરાઈ રહી છે, એ ઈન્સાનના ખૂનનો તરસ્યો હોય એમ કહી જ કેમ શકાય ! જાલીમ અને શયતાનોના મોઢાઓ ઉપર તો કાળી શાહી જેવી ભયંકરતાના બીહામણા પ્રતિબિંબો પડતા હોય ! આવી રોનક ! આવું અજબ નૂર ! કદાપી વરસે જ નહિ. તેમ છતાં જો આ વ્યક્તિ મુબારક જ હોય, તો તે હરગીજ ડાકૂ ન જ હોઈ શકે ! એના જીવન-ઈતિહાસમાં જરૂર કંઈ ને કંઈ છૂપો ભેદ સમાયલો હોવો જોઈએ.” ગુલાલ એકલી બેઠી બેઠી જેમ જેમ એ ચિત્ર તરફ ધારીધારીને જોતી ગઈ, તેમ તેમ એના મનમાં કંઈ વિચારો જન્મવા લાગ્યા.

“ ગમે તેમ થાય, હવે એક વાર મ્હારે એને નજરોનજર જોનો તો ખરો જ. અને પછી ? જો લાલ ચિઠ્ઠીમાં લખ્યા મુજબ એ જુલ્મગાર શયતાન જ નીકળે, તો એને કટારથી ઠાર કરવો. અને નહિ તો...નહિ તો...એને પ્યારની આંખોથી જોવામાં કંઈ જ પાપ નથી.”

યુવાની દીવાની છે. પૂણ્ય અને પાપ, નીતિ અને અનીતિ, ધર્મ અને અધર્મ એ ડાહ્યા બચપણ અને ઘડપણમાં નહિ પણ આવા યૌવનકાળમાં હરેક શરીર પર પડી જાય છે. ગુલાલને માટે પણ એમ જ હતું. ડાકૂ મુબારકનું ચિત્ર જોયા પછી એ ઈશ્કના જંજીરમાં ધીરે ધીરે જકડાતી જતી હતી. કૃલમ અને ખડીઓ લઈ

કંઇ વિચાર થઇ આવતાં એણે એક પત્ર લખવા માંડયો.

**બહાદુર મુબારક !**

નૌરોજના મેળામાંથી મ્હેં તમારી એક તસ્વીર ખરીદી છે. એ દેખતાં જ મ્હારૂં હૃદય હું ગુમાવી બેઠી છું. કબૂતર સાથે મોકલેલ આપના પ્રેમસંદેશમાં લખ્યા પ્રમાણે હું આપની મિલન ઇચ્છા પૂરી કરવા તૈયાર છું. તમારા ખૂબસૂરત ચ્હેરાને એક વખત મ્હારી આંખોએ જીવતો ને જાગતો જોવાની મ્હને ભારે ઉમેદ છે. દુનિયા ભલે લાખ બોલ બોલે, મ્હારૂં હૃદય આપની છબી જોયા પછી આપ ડાકુ હો ! એમ હરગીજ કબૂલ નથી કરતું.

તમે મુસલમાન છો, અને પાક મુસલમાન બચ્ચો કુરાને શરીફની આયાતોને માન આપી હરકોઈ ઔરતની ઇજ્જત અને દામનને હરગીજ બદનિગાહથી કદાપી નથી જ દેખતો, એટલે હું પણ આપનામાં મ્હારી એ ઇજ્જત અને ખાનદાનીને માટે વિશ્વાસ મૂકી શકું છું. શેરની ગુફામાં આવતાં શિયાળવું કેટલું કંપે છે, એ વાત તમને નહિ જ લખવી પડે. આનો જવાબ પરમ દિવસની સ્હવાર સુધીમાં મ્હને આજ રસ્તે પાછો મળી જાય તો સારૂં. હું એ વખતે અગાસી પર ચઢી આપના તરફથી જવાબની રાહ જોઇશ. કયાં કયે વખતે અને કેવી રીતે મળવું ? તે બધો ખુલાસો ચોકખે ચોકખો થવો જોઇએ. બનતા સુધી આપણી મુલાકાત મધ્યરાત્રીના અંધારામાં થાય તો ઠીક !

આપની—ગુલાલ.

મુબારકના પેલા આસમાની કબૂતરને પગે એ પત્ર બાંધી એને ઉડાડી મૂકવામાં આવ્યું. વફાદાર પશુ પોતાના માલીકને સંદેશો પહોંચાડવા ત્વરિત ગતિએ ત્યાંથી અદ્રશ્ય થઈ ગયું. ગુલાલ આંખો ખેંચી ખેંચી એને જોવાય ત્યાં સુધી જોઇ રહી.

મુબારક પોતાના ખાસ ઓરડામાં બેઠો બેઠો "લાલનો એકકો એક વીર લૂટારૂ."* નામનું દિલાવર ડાકૂની ચાલાકી બતાવતું સુંદર પુસ્તક વાંચી રહ્યો હતો, ત્યાં એનું પ્રિય કબૂતર પાંખો ફફડાવતું બારી વાટે થઈ અંદર આવી એના જમણા હાથ ઉપર બેઠું. પુસ્તક બંધ કરી મુબારકે એને પગેથી ચિટ્ઠી છોડી. પાપણનો એક પલકારો પણ માર્યા વિના એણે એ એક વાર—બે વાર—ત્રીજી વાર એમ ફરી ફરીને વાંચી નાખી. એની આંખમાં આનન્દના ચમકારા ચમકયા. મોઢા ઉપર ઝાંખી સ્મિત—રેષાઓ ફરકી ઉઠી. એ આળસ ખાઇ એકદમ બોલી પડયો: "બસ, આનંદ...ફ-તેહ...બેડો પાર..."

આનન્દની લ્હેરમાં ને લ્હેરમાં એણે એ કબૂતરને અને એ ચિટ્ઠીને પાંચ—દશ વાર ચુમીઓ લીધી. ત્યાર બાદ કબૂતરને તેના પિંજરામાં બંધ કરી આવી એણે એક ન્હાનકડો ટુંકો જવાબ લખી નાખ્યો. જવાબી કાગળ હાથમાં લઇ એ સોફા ઉપર આડો પડયો. સ્વગત બોલવા લાગ્યો:

"તકદીરમાં ગમે તે લખ્યું હોય, અંજામ ગમે એ આવે, પરવા નહિ, પરન્તુ આ મુબારક એ હુસ્નપરીની મુલાકાત જરૂર એક વાર લેશે જ. પરંતુ એને માટે..." થોડી વાર વિચાર કરી

* આજ લેખકનું આ ડિટેકટીવ પુસ્તક આઠ આનાની કીંમતે અમારે ત્યાંથી મળશે. પોષ્ટેજ અલગ.

એ બોલ્યો: "બરાબર છે. જેવી રીતે આ તસ્વીરનો ધારેલો દાવ આબાદ પાર પડ્યો, તેવી જ રીતે આ બીજો દાવ પણ પાર પાડીશ. મ્હારા વફાદાર સેવક અહમદની એ બુઢ્ઢી અમ્મા, કે જેણે આ તસ્વીર વેચનારીનો પાઠ બરાબર ભજવ્યો છે, તેને જ મોકલવી. પત્ર લખવામાં જોખમ છે. કદાચ પત્ર ગુલાલના હાથમાં ન ગયો તો! અગર તો આ જવાબ બનાવટી અને ધોકાબાજ નીકળ્યો તો! માટે મળવાનું સ્થાન અને સમય લખવામાં ડહાપણ નથી. બસ, એ બુઢ્ઢીને જ રૂબરૂ મોકલી એને ધારેલે સ્થળે મુલાકાતને માટે લઇ આવવા કહેવું. જો કોઇ જાતનો દગોફટકો હશે, તો ત્યાં જ ખુલ્લો થઇ જશે. આ મુબારક સો ગળણેથી ગાળીને પાણી પીએ એવો છે, એનું કયાં એ ઉલ્લુ અફસરોના સરદારને ભાન છે. દગાફટકાની ગંધ પારખવાની અને દૂરઅંદેશી વાપરવાની અજબ શકિત તો આ મુબારક પોતાના બાપની જ કહેવડાવે છે. હા...હા...હા...હા... ખાવ ત્યારે હવે આની જરૂર નથી."

"ગુલામ! અરે ગુલામ." એણે પહેરેગીરને બૂમ મારી.

"જી હુજૂર."

"જા, આપણા અહમદની પેલી બુઢ્ઢી મા આયેશા જયાં હોય, ત્યાંથી શોધી એને મ્હારી પાસે લઇ આવ."

"જેવો હુકમ."

ગુલામના ચાલ્યા ગયા પછી એણે એ લખેલી ચિઠ્ઠી પાછી ફાડી નાખી, પણ પેલી ગુલાલ તરફથી આવેલી પ્રેમ–પત્રિકા ફાડી નાખવી એ ભૂલી ગયો. આનન્દના આવેશમાં એ એ ચિઠ્ઠી એ જ જગ્યાએ ભૂલી ગયો.

એટલામાં સ્હામેનું દ્વાર એક આંચકા સાથે ઉઘડી ગયું. એક બળવાન આદમી અંદર શ્વાસભેર ધસી આવ્યો. મુબારક એને જોતાં જ બૂમ મારી ઉઠ્યો: "કોણ હાફીઝ ? બોલ, બોલ, મ્હારા વફાદાર સરદાર ! તું આટલો બધો હાંફે છે કેમ ? એવી તે શું નવાજૂની છે ?"

"આપના હુકમ મુજબ સલીમ ચિસ્તીની મસ્જીદ તરફ જો કોઇ જવાબ મૂકી જાય, તો તે લઇ આવવાને માટે હું જતો હતો, ત્યાં રસ્તામાં જ કોટવાળના વિશ્વાસુ નાયક હુસેનખાંને પચાસ ચુનંદા ઘોડેશ્વારો સાથે અજમેર જતો મ્હેં જોયો. આ બાબતમાં ચીંથરેહાલ ભીખારીના વેશમાં વધુ તપાસ કરતાં પાકે પાયે ખબર મળી છે, કે એ તમામ પોતપોતાની શિકલો બદલી ત્યાં જ રહેનાર છે. થેલીઓમાં ઢેફાં–પત્થરા ભરી આપણને છેતરી–ફસાવવાની યુકિતઓ ઘડી રહ્યા છે. મ્હારા સાંભળવા પ્રમાણે રાજા સાહેબ બીરબલ પણ આમાં સામેલ છે."

"બસ એજને, ફિકર નહિ. મુબારકના હાથનો સ્વાદ હજુ એ શ્રીમાને નથી ચાખ્યો. હાફીઝ ! ભલે આ વખતે રાજા સાહેબના દીલના એ અરમાન પૂરા થઇ જાય."

"તો સેવકને શી આજ્ઞા છે ?"

"આપણા બહુરૂપીના કાફલાને ઇરાની સોદાગરોના વેશમાં તૈયાર થવાનું ફરમાવી દયો. આપણે પણ અત્યારે જ ઉપડીએ છીએ."

"જેવો હુકમ."

દુશ્મનોને પોતાના હાથનું પાણી બતાવવાને તૈયાર થતા

મુબારકની આંખમાંથી પ્રેમનો નશો એકદમ ઉડી ગયો. એની આંખોમાંથી આ વખતે અગ્નિના તણખા ઝરતા હતા. એક ઘડી પ્હેલાનો આનન્દી મુબારક અત્યારે બીહામણો ડાકૂ બની ગયો હતો.

મ્હોતના પયગામે મહોબ્બતના પયગામ પર પાણી ફેરવી દીધું.



પુષ્પ: ૧૪

## " દોસ્ત કે દુશ્મન ?"



"કોણ મનીઆ બીબી કે ?" દ્વાર ઉઘડવાનો અવાજ આવતાં કેદીએ પ્રશ્ન કર્યો.

"હા......" ટુંકો જવાબ મળ્યો.

"આવ મનીઆ ! કહે આ વખતે વળી શી નવી વાત કહેવા આવી છે ? મ્હને ત્હારી વાતોમાં બહુ રસ પડે છે. મનીઆ ! શું કહું ? મ્હને હરેક પળે એજ વિચાર આવે છે, કે જો કેદખાનું છોડવાનો પ્રયત્ન કરીશ, તો ત્હને પણ સાથે છોડવી પડશે. ત્હારો મ્હારા ઉપર જેવો તેવો અહેસાન નથી."

સળગતી મશાલ એક ખૂણામાં મૂકી પેલી તૂટેલી ચટાઇ ઉપર જગ્યા લેતાં મનીઆ બોલી: "બસ. તારીફ કરવી રહેવા દયો, જનાબ ! મનીઆ તો એના અંતરના અવાજને માન આપીને ચાલનારી છે."

"મનીઆ ! તું મ્હારો જવાબ લેવા આવી હશે, પણ અફસોસ...હું મ્હારા નેકીના વિચારો ઉપર જ હજુ જેવો ને તેવો

મક્કમ છું."

"ભલે, ખાનસાહેબ! અત્યારે હું આપની સાથે એ વાત કરવા નથી આવી. હું તમને તમારા માલીક સાથે બેઇમાન થવાને માટે વધુ દબાણ કરવા હવે નથી માગતી. છતાં તમને એ અજાયબી તો જરૂર લાગતી હશે, કે આપને માટે આટઆટલી જહેમતો ઉઠાવનાર મનીઆ આપને બીનશર્તે અહીંથી છૂટા કેમ નથી કરતી?"

"જરૂર..."

"અને એજ શંકાનું સમાધાન કરવા હું આવી છું. ખાન! આજ બે વર્ષથી મુબારકે મ્હારા ઉપર વિશ્વાસ રાખી તેના તમામ કૈદીઓની દેખરેખનો ભાર મ્હને સોંપ્યો છે, અને હું પણ એને વફાદાર નીવડી છું. મનીઆની એક પણ ઇચ્છાની આડે એણે હજુ પગલું સરખું નથી ભર્યું. કંઇક નિર્દોષ આત્માઓને અહીંથી છૂટા કરી જીંદગી બક્ષવા હું એને સમજાવી શકી છું. અને જ્યારે આપની રક્ષાનો ભાર મ્હને સોંપવામાં આવ્યો, ત્યારે એણે મ્હને ચોકખા શબ્દોમાં કહ્યું હતું, કેઃ "મનીઆ! ત્હારામાં મ્હારો જે અચળ વિશ્વાસ છે, તે જ વિશ્વાસ કાયમ રાખી હું આજ ત્હારા હાથમાં મ્હારા કટ્ટા દુશ્મન યાને આગ્રાના નામાંકીત કોટવાળના કારાગૃહની ચાવી સોંપું છું. યાદ રાખજે, કે જો એ અહીંથી છટકયો, તો મુબારકના માથા ઉપર મ્હોતની તવાઇ આવી સમજવી. અને મ્હેં પણ કસમ ઉપર એને વિશ્વાસઘાત ન કરવાનું વચન આપ્યું છે. બસ એટલા માટે જ મુબારકના જાનની સલામતીની સરત મ્હેં આપની પાસે રજુ કરી હતી."

" મનીઆ ! ત્હારા સાફ દીલની સાફ વાતોને માટે હું ત્હારો અહેસાનમંદ છું. લેકીન મુબારકની દુશ્મની છોડી દોસ્તી કરવી, એને માફી બક્ષવી એ કામ મ્હારૂં નહિ પણ મ્હારા માલીકનું છે. હું તો એક ચિઠ્ઠીનો ચાકર છું. હાં, ભલા એ તો બતાવ અત્યારે મુબારક કયાં છે ?"

" હાફીઝને લઇ અજમેર ઉપડી ગયો છે."

" હાફીઝ કોણ ?"

" જાસુસોનો સરદાર ! મુબારકનો એક વફાદાર નોકર."

" મુબારક પાસે આવા કેટલા જાસુસ હશે ?"

" આજ બબ્બે વરસ થયા છતાં હું ગણી શકી નથી એટલા."

" તું કહે છે, કે મુબારક ત્હને ચાહે છે, તો પછી તું એને કેમ ચ્હાતી નથી ?"

" એ ડાકૂ છે એટલા માટે."

" તો પછી એના મકાનમાં શા માટે રહે છે ? એનું અન્ન શા માટે ખાય છે ?"

" એ હું જાતે જ સમજી શકતી નથી, તો શી રીતે સમજાવી શકું. નફરત કરવા છતાં એને વારંવાર જોયા મળ્યા અને એની સાથે વાતો કર્યા વિના મ્હને ચ્હેન પડતું નથી. એણે મ્હારી ઉપર કોઇ એવું અદ્દભુત જાદુ કર્યું છે, કે સેંકડો વાર મ્હેં એની પાસે આઝાદી માગી, એણે બક્ષી, અને તેમ છતાં હું એને છોડીને જઇ શકતી નથી."

" તો તો તું એને હ્રદયથી ચ્હાતી હોવી જોઇએ."

"બિલ્કુલ નહિ. હાં, પરન્તુ હું એને એક વાર નહિ પરન્તુ અનેક વાર એમ કહી ચૂકી છું, કે જ્યારે તું આ લૂટારૂનો ધંધો છોડી તમામ માલમિલ્કત ગરીબોને ખયરાત કરી મ્હારી માફક નેકચલન અને મુફ્લીસ થઇ જશે, ત્યારે હું ત્હને ચાહીશ–જરૂર પ્યાર કરીશ."

"અને એનો કંઇ જવાબ?"

"હમણા તો મ્હારાથી એમ બની શકે એમ નથી, પરંતુ જ્યારે મ્હારી પ્રતિજ્ઞા અને વૈર પૂરાં થશે, ત્યારે ત્હારા શબ્દને જરૂર માન આપીશ...અને બીજી વાત એ છે, કે હજુ સુધી મ્હારા વાલિદની કોઇ ખબર મ્હને નથી મળી. મ્હારે એની જ મારફતે મેળવવી છે."

"ત્હારા વાલિદની ખબર મેળવવાને માટે ત્હારી પાસે કંઇ સાધન છે?"

"હા, આ તાવીજ (માદળીઉં) છે. મુબારકે મ્હને એક બે વાર કહ્યું હતું, કે એની ઉપરથી જ જતે દિવસે પત્તો લાગશે. આજ દિન સુધી મ્હેં એ એની જ પાસે સાચવવા રાખ્યું હતું, પણ ગઈ કાલે જ અમસ્તું જોવાને માગેલ હતું. અને તે પછી હું એ પાછું આપવું ભૂલી ગઇ. લ્યો જુઓ, આ રહ્યું તે..."

ચાલાક મનીઆએ તાવીજ મુબારક પાસેથી કેમ મેળવ્યું, એ વાત છૂપાવી દઇ એ ખાનના હાથમાં આપ્યું. એમાં એક ન્હાનકડું ભોજપત્ર હતું. (તાંબાનું પતરૂં) એની આગળ પાછળ બારીક અક્ષરો કોતરેલા હતા. મનીઆએ પેલી મશાલ પાસે લાવી ધરી. ખાને ધીરે ધીરે એમાંના એક બાજુના અક્ષરો ઉકેલ્યા: "જીયાઊતઅલીખાં..."

"મુબારક તો મ્હને વારંવાર મ્હારા વાલિદનું નામ પૂછતાં અમાનતખાં કહે છે." મનીઆને યાદ આવતાં એ મ્હોઢેથી બોલી પડી.

"અમાનતખાં !" ખાન એ નામ સાંભળતાં જ ઉંડા વિચારમાં પડી ગયો.

"કેમ ! તમે એટલા બધા વિચારમાં પડી ગયા ?" મનીઆએ પ્રશ્ન કર્યો.

"મનીઆ ! એની વાત ખોટી નથી. આ એકજ નામ ત્હારા આખા ઇતિહાસ ઉપર અજવાળું નાખવા બસ છે."

"શું તમે એમને ઓળખો છો ?"

"હા, સાંભળ ! મ્હારા મરનાર વાલીદે મ્હને જે વાત કહી હતી, તે હું ત્હને ફરીથી કહું છું. મ્હારા વાલિદ, ત્હારા વાલિદ, અમાનતખાં અને ઇનાયતખાં એમ ચાર દોસ્તો શાહી દરબારમાં ઉંચા દરજ્જાના હોઇ એકેકના જાની મિત્ર હતા. ત્હારા અબ્બાજાનનું નામ અમીરઉદ્દૌલા જિયાફતઅલીખાં હતું. તેને એક મનીરૂન્નિસા નામની ખૂબસૂરત પુત્રી હતી. હું ધારૂં છું, કે મનીઆ એ ત્હારૂં બાચપણનું લાડીલું નામ હોવું જોઇએ."

"પણ ત્યારે અમાનતખાં કોણ ?"

"ત્હારા પાલક પિતા. બાદશાહ હુમાયુના જન્નતનશીન થયા પછી બાળરાજા અકબરશાહ જ્યારે તખ્તનશીન થયા, ત્યારે રાજ્યની લગામ તેમના કાકા બહેરામખાંને હસ્તક આવી. એમણે રાજ્યના એ વિશ્વાસુ અને નેક અમીરોની માલમીલકત દુશ્મનોની ખોટી ભંભેરણીથી ઉશ્કેરાઇને જપ્ત કરી નાખી."

"એ બે અમીરો કોણ ?"

"એકનું નામ ઇનાયતખાં અને બીજાનું નામ જિયાફતઅલીખાં."

"મ્હારા વાલિદ..."

"હા, મનીઆ ! આ ચાર મિત્રોમાં અમાનતખાં સિવાય બાકીના ત્રણેને ફરજંદો હતા. ત્હારા વાલિદને તું, મ્હારા વાલિદને હું, અને ઇનાયતખાંને એક મલકા નામની પુત્રી અને મલેક નામનો પુત્ર હતો. આ ચારેના ગળામાં તેમના વાલિદે એકસરખા તાવીજો એક દિવસે પહેરાવી પોતાની પવિત્ર મિત્રતાના સોગંદ ખાધા હતા. લે, જો ત્હારા જેવું જ તાવીજ હું પણ ધરાવું છું. એ જોવાથી ત્હારી ખાત્રી થશે."

ખાને પોતાના ગળામાંનું તાવીજ એને બતાવ્યું. મનીઆને એ જોતાં જ ખાનના આ ખુલાસામાં શ્રદ્ધા બેઠી. એણે પ્રશ્ન કર્યો: "પછી આગળ..."

"બાદશાહના એક માનીતા અમીરે ઇર્ષાને વશ થઇ બાપડા નિર્દોષ ઇનાયતખાંને હાથીના પગ નીચે બાંધી છુંદી નંખાવ્યો, અને ત્હારા વાલિદને ખબર પડતાં જ તેઓ ત્હને તથા ત્હારી અમ્માને લઇ એમના દોસ્ત અમાનતખાંને ત્યાં લાહોર જવા ન્હાસી ગયા.

"અને ઇનાયતખાનનું કુટુંબ..."

"એની બીબી પોતાના એક પુત્ર મલેક તથા એક પુત્રી નામે મલકાને લઇ જંગલમાં ન્હાસી ગઇ. તે પછી મ્હારા વાલિદે એમની બહુ બહુ તપાસ કરી પણ પત્તો લાગ્યો નહિ."

"વારુ પછી ?"

" લાહોર જતા પહેલાં ત્હારા વાલિદ મ્હારા વાલિદને બે લાખ અશરફીઓ એમ કહીને આપતા ગયા હતા, કે મ્હારૂં અહીં રહેવું જોખમ ભરેલું હોવાથી હું લાહોર જાઉં છું કદાચ અમે શૌહર-બીબી બહેરામખાનના ક્રોધનો ભોગ બનીએ તો મ્હારી મનીઆને મ્હોટી થયે આ મિલ્કત તમે સોંપી દેજો."

" પછી મ્હારી અમ્માનું શું થયું ?"

" ભુખ અને તરસના ત્રાસે ત્હારી ગરીબ અમ્મા રસ્તામાં જ મૃત્યુ પામી."

" અને મ્હારા વાલિદ ?"

" ત્હને અમાનતખાંના હાથમાં સોંપી એઓ કાશ્મીર તરફ જતા હતા, ત્યાં અમીર સફદરૂદૌલાના સિપાઇઓએ એમને પકડી જાનથી મારી નાખ્યા."

" કારણ ?"

" ત્હને મેળવવા."

મનીઆની આંખોમાંથી આંસુની ધારા ચાલી. એનું હૃદય આ કરૂણ ઇતિહાસ સાંભળી ભરાઈ આવ્યું. ખાને એના આંસુ લૂછી આગળ ચલાવ્યું: " મનીઆ ! તે પછી અમાનતખાંનને ત્યાં તું ઉછરી. પરંતુ મ્હારા વાલિદ ત્હને ત્હારા ઇતિહાસથી વાકેફ કરી ત્હારા અબ્બાજાનની મિલ્કત સુપ્રત કરે તે પ્હેલાં એક ભયંકર બનાવ બની ગયો."

" અને તે ?"

" એક રાત્રે લુટારૂની ટોળીએ અમાનતખાંનું ખૂન કર્યું. અને ત્હને પણ તેઓ ઉપાડી ગયા."

"અને એ ટોળીનો સરદાર તેજ આ મુબારક, કેમ?" મનીઆ લાલચોળ આંખે ઉભી થઇ ગર્જી.

"નહિ, મુબારક એ વખતે એ ટોળીનો સરદાર ન્હોતો. કોણ જાણે કદાચ એમાંનો એક માણસ હોય તો! પરંતુ એ સરદારના મૃત્યુ પછી એ ટોળીનો સરદાર મુબારક બન્યો. અને એને લીધે જ આજ બે વરસથી તું એના આ ડાકુખાનામાં કેદીની તરીકે નિવાસ કરી રહી છે."

"ત્યારે મ્હારા વાલિદના મૃત્યુનો જવાબદાર એ સફદરદૌલા જ છે ને?"

"પરંતુ આજથી ૭ માસ ઉપર લૂટારૂ મુબારકે એનું પણ ખૂન કર્યું છે."

"ત્યારે મુબારકને હું મ્હારા વાલિદના ખૂની તરીકે નાહકનો અન્યાય આપી રહી છું. વારૂ...એ સિવાય કંઇ કહેવાનું બાકી છે?"

"હા, મ્હારા વાલિદને આ વાતની ખબર પડતાં જ એણે ત્હારે માટે તપાસ કરાવી, પરંતુ કંઇ જ પત્તો ન લાગ્યો. છેવટ જ્યારે એઓ એજ કોડધામમાં માંદગીને બિછાને પટકાયા, ત્યારે એમણે મ્હને આ તમામ ઇતિહાસથી વાકિફગાર કરી કહ્યું: 'બેટા ખાન! એ જિયાફતઅલીખાં મ્હારા પિતરાઈ ભાઈ થાય છે. ત્હારી નૈયત સાફ રાખી ભવિષ્યમાં પણ જ્યારે એમની આ બેટીનો તું પત્તો મેળવી શકે, ત્યારે તેને આ વાતથી વાકેફ કરી મ્હારી આ મિલ્કતમાંથી બે લાખ અસરફીઓ એને ગણી આપજે.''

"આહા! કેટલું ઉમરાવ દીલ! પરંતુ ખાન! તમારા

વાલીદને લૂટારૂ મુબારકના ઇતિહાસની આ બધી છૂપી વાતોની ક્યાંથી ખબર પડી ?"

"ત્હારા ગૂમ થયા પછી મુબારક વારંવાર અમીર ઉમરાવોને ત્યાં લાલ ચિઠ્ઠીઓ મોકલતો, તે ઉપરથી. મનીઆ ! ખુદાતાલાએ આજ એ સુનહેરી તક મ્હને લાંબા વખત પછી એનાયત કરી છે. મનીઆ ! એક લેખે તું મ્હારી બ્હેન છે, હું ત્હારો ભાઇ છું. એટલું જ નહિ બલ્કે તું એક ભિખારણ નહિ પરંતુ આલી ખાનદાન ઉમરાવની બેટી છે."

"ભાઇ..."

"બ્હેન."

એક ક્ષણને માટે બંને એકમેકને હર્ષાશ્રુભરી આંખે ભેટી પડયાં.

* * * *

"મનીઆ ! જે દિવસે આપણે આ અંધારી કોટડીમાંથી બ્હાર નીકળીશું તે દિવસે......"

"એ દિવસને માટે હવે વધારે થોભવું નહિ પડે. ખાન ! તમારે મોઢે મ્હારા વાલિદનો કરૂણ ઇતિહાસ સાંભળ્યા પછી મ્હારો વિચાર પલ્ટાઇ ગયો છે. હું તમને બીનશર્તે અહીંથી છૂટા કરવા હવે તૈયાર છું."

"ક્યારે ?"

"આજે જ...હમણા જ...અત્યારે જ..."

"તો પછી વાર શાની છે ? મુબારક હમણા બ્હાર ગયો છે, એમ તું કહે છે, તો પછી આવી તક ફરીફરીને ક્યારે મળવાની હતી ?"

"જરા વાર થોભો...હું હમણા જ તૈયાર થઇને આવું છું. બ્હાર નીકળવાનો છૂપો રસ્તો મ્હેં જોયો છે. એની ચાવી લઇને..."

એ મસાલ લઈ બ્હાર નીકળી. ખાનના કારાગૃહની કોટડીમાં હતું એવું અંધારૂં ફરી વળ્યું. એક તરફ એ આનન્દ અને છૂટકારાના મધુરા સ્વપ્ના અવલોકી રહ્યો હતો, ત્યારે બીજી તરફ મુબારકને બેવફા નીવડેલી મનીઆ સળગતી મસાલ સાથે પલાયન થવાના છૂપા રસ્તાની ચાવી લેવા ભેદી ભોંયરા તરફ દોડી.

ત્યાં એક કાળા ભુત જેવા આકારનો પડછાયો એણે એ મસાલના અજવાળામાં પત્થરની દીવાલ ઉપર પડતો જોયો. પાપી અને વિશ્વાસઘાતી વીર હૃદયો પણ કેટલીક વાર દોરડાને સર્પ ધારી ડરે છે, તો પછી આ તો એક અબળા-દીલ હતું. એ બ્હીકથી એવી તો સજ્જડ બ્હીધી કે એના મોઢામાંથી ભયની એક તીણી કીકીઆરી પણ નીકળી ગઇ.

પાછળ ચાલી આવતી વ્યકિત એની અણધારી ચીસે વ્હેમાઇ. બીજી જ પળે એણે કૂદકો મારી મનીઆનું કાડું પોતાના મજબૂત કાંડામાં પકડી લીધું. પ્રશ્ન થયો:

"કોણ છે ? દોસ્ત કે દુશ્મન ?"

જવાબ આપવાની એનામાં શકિત ન્હોતી. એક એક રૂંવાડું કંપી રહ્યું હતું. એ દગાબાજ દીલ એને અંદરથી દંશ મારી કહી રહ્યું હતું: "જો પકડાઇ ગઇ તો બાર જ વાગ્યા સમજવા..." એની આંખે અંધારાં ફરી વળ્યાં. મગજ ચકકર ચકકર ઘૂમવા લાગ્યું. હાથમાંથી સળગતી મસાલ સરી હેઠે પડી ગઇ. એણે પોતાના બચાવને માટે બૂમ મારી:

"મુબારક ! ઓ મુબારક ! મ્હને બચાવ..."

બીજી જ પળે એ બેહોશ થઇ નીચે ઢળી પડી. પેલી વ્યકિતએ એના મોઢામાંથી 'મુબારક મ્હને બચાવ.' એટલી બૂમ સાંભળતાં જ એના હાથનું કાંડુ છોડી દીધું. નીચે પડેલી મસાલ લઇ એણે એ બેહોશ સુંદરીના વદન ઉપર તેનું અજવાળું ફેંક્યું. એ પ્રકાશમાં એણે એને ઓળખી લીધી. ઓળખતાં જ એના મોઢામાંથી આશ્ચર્યના ઉદ્‌ગારો સરી ગયા:

"કોણ મનીઆ !"

એ ભેદી વ્યકિત કોણ ? દોસ્ત કે દુશ્મન ?



પુષ્પ: ૧૫

## "પ્રેમ અને વ્હેમ"





"મનીઆ ! કહે જોઉં, અડધી રાત્રે એ છૂપા ભોંયરા પાસે હાથમાં મસાલ લઈ તું શા માટે ગઈ હતી ?"

"મુબારક ! તમે ચાહે એટલા ચાલાક હો, પણ આજ તમારી ચાલાકીએ તમારી પોતાની જ બાજી ઉંધી મારી છે."

"મનીઆ ! હું ત્હારૂં કહેવું જરા પણ સમજી શકતો નથી."

"હું મ્હારા કમરામાં સૂતી સૂતી ત્હારા જ વિચારમાં ગુલતાન હતી, ત્યાં મ્હારે કાને કોઇ બે શખ્સો ધીમે ધીમે વાત કરી રહ્યા

હોય એવો અવાજ આવ્યો."

"હા...અને પછી...પછી..."

"પહેલાં તો હું બ્હીધી, પણ પછી હિંમત રાખી સળગતી મસાલ સાથે એ તરફ તપાસ કરવા ગઈ. ત્યાં મ્હેં એક કાળી વ્યકિતનો પડછાયો દીઠો. અને હું હજુ એને પ્રશ્ન કરૂં ત્યાં તો તમે મ્હને ઉલટી બ્હીવડાવી મ્હારી તમામ બાજી ધૂળમાં મેળવી દીધી."

"હા...હા...હા...હા...મનીઆ !" મુબારક ખડખડાટ હસતો બોલ્યો: "એ તો એ ચોર દરવાજેથી અમારૂં કામ પૂરૂં કરીને હું અને સરફરાજ જ વાતો કરતા આવતા હતા. તું જે પડછાયો જોઈને બ્હીધી, તે મ્હારો પોતાનો જ હતો, ગાંડી !"

વાંચક સમજી ગયા હશે, કે બેહોશ મનીઆને પોતાના કમરામાં ઉંચકી લાવનાર એ વ્યકિત પોતે જાતે જ મુબારક હતી. જ્યારે તે હોશમાં આવી ત્યારે તેની સાથે એ ઉપર પ્રમાણેનો વાર્તાલાપ કરી રહ્યો હતો. મનીઆએ જરા રીસામણી આંખે કહ્યું:

"તમે પણ આજે હદ કરી. પરન્તુ વ્હાલા મુબારક ! હું નથી શકતી કે તમે ત્યાં કેવી રીતે આવી પહોંચ્યા ? તમે તો કંઈ બ્હાર ગયા હતાને ?"

"મનીઆ ! સરફરાજે અજમેર જઈ ખાનના જમણા હાથ જેવા મ્હારા બીજા દુશ્મન હુસેનને કેદ પકડયો હતો, અને એને મ્હારા સુલતાનપુરના ભયંકર કેદખાનામાં કેદ કરી સેવક અત્યારે ચાલ્યો આવે છે. બસ...હવે ફકત એક જ દુશ્મન બાકી રહ્યો છે."

"અને તે ?"

" રાજા બીરબલ."

" પછી ?"

" પછી બસ હ્હેર...મનીઆ ! ફક્ત તું માની જાય, અને મ્હારૂં એટલું એક કાર્ય સહેલાઇથી પાર ઉતરી જાય, તો હું મ્હારા વાલિદના વૈર તેમજ મ્હારી આ લૂટારૂ જીંદગીનો પણ છેડો લાવવા માગું છું."

" તમારા વાલિદનું વૈર શું મુબારક ?"

" તે હું ત્હને મ્હારી ધારેલી ધારણા બર આવ્યે કહીશ. મનીઆ ! વધારે નહિ તો આજ ત્હારા ગુલેગુલાબી નાજુક હાથથી એક શરબતની મીઠી પ્યાલી ભરીને તો પા..."

" ઓહો એમાં શું ? એક નહિ પણ બે, લ્યો..."

મનીઆ પાસે પડેલી પ્યાલી શરબતથી છલોછલ ભરી મુબારકના ખોળામાં આવી બેસી ગઈ. પોતાનો એક હાથ મુબારકના ગળામાં નાખી બીજે હાથે તે પ્યાલી એના હોઠો આગળ ધરતાં બોલીઃ " બ...સ...હવે ખુશી !"

મુબારક તો એના આજના આ વિચિત્ર વર્તન તરફ આશ્ચર્યની આંખે જોઈ જ રહ્યોઃ " આ શું મનીઆ ! તું આજ દીવાની તો નથી ગઇને ? ત્હારામાં એકાએક આ ફેરફાર !..."

" મુબારક ! મનીઆ આજ એના પ્રેમીના વિજયની ખુશાલી ઉજવી રહી છે."

" મનીઆ ! મનીઆ ! તું મ્હને ચ્હાતી હતી, તો પછી અત્યાર સુધી—આજ દિન સુધી મ્હને સતાવવાનું શું કારણ ?"

"મુબારક ! વ્હાલા મુબારક ! મ્હારા માબાપનો પત્તો ન મળે ત્યાં સુધી શાદી ન કરવાની મ્હેં પ્રતિજ્ઞા લીધી છે. છતાં આજે જ–અત્યારે જ મ્હેં મ્હારો વિચાર ફેરવ્યો છે..."

"શું ? કેવી રીતે ?" મુબારક આનન્દિત ચ્હેરે એના બે હાથ પોતાના હાથમાં લઇ બોલી પડયો.

"તમે મ્હારી એક માંગણી મંજૂર કરો, તો હું તમારી માગણી મંજૂર કરવા તૈયાર છું."

"મનીઆ ! વ્હાલી ! મહોબત એ કોઇ બાજારી અગર તો અદલોબદલો કરવાની કરારી ચીજ નથી. છતાં ત્હારી એવીજ ઇચ્છા છે, તો હું ત્હને મ્હારા પ્રેમના બદલામાં જે જોઇએ તે આપવા તૈયાર છું...હા...પેલો હાર નથી જોઇતો ?"

"ના..."

"ત્યારે બીજું શું ?"

"હું માગીશ એ આપશો ?"

"અપાય એવું હશે તો અવશ્ય."

"તો હું આપની પાસે મ્હારી પાક મહોબતના બદલામાં કેદી ખાનનો છૂટકારો ચાહું છું."

"શું ? ફરી પાછી એની એજ વાત !" મુબારક ઉભો થઇ ગયો.

"મુબારક ! મુબારક ! હું ત્હારે પગે પડીને એના જીવનની–છૂટકારાની ભીખ માગું છું."

"અને હું ફાંસીએ લટકું ! કૂતરાની પેઠે ફરી એક વાર એ અભિમાની અમીરોના આંગણામાં એંઠા રોટલાના કટકા ખાવા

ભટકું ! કેમ ? મનીઆ ! મ્હને લાગે છે, કે એણે ત્હારી ઉપર કોઇ અજબ ભુરકી નાખી છે.''

"એવું કંઈજ નથી, મુબારક ! એ બધા ત્હારા શંકાશીલ દીલના વ્હેમ છે.''

"તો પછી એકની એક વાત વારંવાર કાઢવાનો શો અર્થ ?''

"મ્હારૂં દિલ એની તરફ કેમ ખેંચાય છે, તે હું એકલીજ જાણું છું. મુબારક ! એ ભલે ત્હારો દુશ્મન હોય, લેકીન મ્હારો તો જાની દોસ્ત છે.''

"અને એટલા માટેજ તું ત્હારા સ્ત્રી–ચરિત્રની ચાલાકી ચલાવી આજ મુબારકને શીશામાં ઉતારવા આવી હતી, કેમ ?''

'બિલકુલ નહિ.''

"તો પછી આજ દિન સુધી નફરતની નજરથી જોનાર આજ એકજ દિવસમાં પ્રેમની મીઠી નજરથી જોતાં શીખી જાય, એ કંઈ જેવી તેવી ગૂંચ ન કહેવાય. મનીઆ ! હવેજ હું સમજ્યો, કે શુદ્ધ પ્રેમથી નહિ પરંતુ સ્વાર્થી અને ઉપલકીઆ પ્રેમથી તું મ્હને છેતરવા આવી હતી. આવી મોડી રાત્રે એ છૂપે દરવાજે જવાનો જે ખુલાસો ત્હેં કીધો છે, તે માટે પણ હવે મ્હારૂં હૃદય શકમંદ થાય છે. હશે, જા...ચાલી જા...પણ જોજે, એવું કોઇ વગર વિચાર્યું પગલું ભરતા પ્હેલાં ખુબ યાદ રાખજે. આ મુબારક ઉપકારનો બદલો દેવામાં જેટલો દાનો છે, તેટલો જ દગાબાજીનો બદલો લેવામાં પણ ભયંકર છે. હું ત્હારામાં વિશ્વાસ રાખતો આવ્યો છું, અને હજુ પણ રાખીશ. ત્હને ચ્હાતો આવ્યો

છું, અને ચાહીશ, માનની નજરથી જોતો આવ્યો છું, ને હજુ પણ જોઇશ. પછી તો ત્હને જેમ ઠીક લાગે એમ કરજે."

મુબારક ઉભો થયો. મનીઆ પણ એને મનાવી લેવા ઉભી થઇ. પણ એ પોતાની ચાલાકી આગળ ચલાવે, ત્યાં તો વફાદાર નોકર ગુલામ ત્યાં આવી ઉભો રહ્યોઃ " બંદગી સરકાર ! આયેશા બીબી ખાસ કમરામાં આપની રાહ જુએ છે."

" અરે હા...એ વાત તો હું તદ્દન જ ભૂલી ગયો. લે, ચાલ આવ્યો..." કહેતો મુબારક ગુલામની સાથે ઓરડાની બ્હાર ચાલતો થઇ ગયો.

આયેશા એજ પેલી તસ્વીર વેચનારી બુઢ્ઢી બાઇ હતી, કે જેને મુબારકે ગુલાલના પ્રેમ-સંદેશનો જવાબ લઇ જવા માટે બોલાવી હતી. પણ અંદર જતાંજ એને ગુલાલની આવેલી પેલી પ્રેમ-પત્રિકા સાંભરી. એ પાછો ફર્યો. એ વખતે એ ઓરડામાંથી મનીઆ બ્હાર નીકળતી હતી. મુબારકને પાછો ફરેલો જોતાં જ એ ન વ્હેમાય એટલા માટે એ ત્યાં થોભી ગઈ. મુબારકે એ ચિઠ્ઠીને શોધવા માટે આખા ઓરડાની ચીજો ફેંદી નાખી પણ વ્યર્થ ! મનીઆ જાણે કંઇ જ જાણતી ન હોય, એમ ગુપચુપ એક બારણા પાસે ઉભી હતી. મુબારકની નજર હવે એની ઉપર પડી. એણે કંઇક કઠોર અવાજે પૂછ્યુંઃ

" મનીઆ..."

" શું છે ?"

" આ ઓરડામાંથી...હું અહીં બેઠો હતો ત્યાંથી...ત્હને કાંઇ ચિઠ્ઠી મળી છે ?"

"ચિઠ્ઠી ! ચિઠ્ઠી કેવી ને વાત કેવી ? હું તો કશું જાણતી નથી. જ્યાં હુંજ મ્હારા દુખને રડી રહી છું, ત્યાં તમારી ચિઠ્ઠીને મ્હારે શું..."

"એ બધા સ્ત્રી-ચરિત્રના પાઠ મુબારકને પઢાવવા રહેવા દે, અને સીધેસાધી લીધી હોય તો ચિઠ્ઠી પાછી સોંપી દે...નહિ તો પછી મ્હારે વસ્ત્રો ઉતારી બળાત્કારે......"

"ઓ ખુદા...આ શબ્દો કોણ એક પળ પ્હેલાનો વિશ્વાસની નજરથી જોતો-મનીઆને માનની દ્રષ્ટિએ નિહાળવા બોલતો મુબારક બોલે છે. બસ...આ મનીઆ એની આંખમાં અવિશ્વાસીની ઠરે, એની ઇજ્જતની બેઇજ્જત થાય, તેના કરતાં તો એ મૃત્યુને જ વધારે પસંદ કરે છે."

આમ કહેતી મનીઆએ અશ્રુ ટપકતી આંખે કાતીલ કટાર ખેંચી કાઢી પેટમાં મારવા ઉગામી, પણ મુબારકે એ પકડી લીધી. સ્ત્રીઓના આંસુઓએ ભલા-ભલા દેવતાઓના માન મૂકાવ્યાં છે, તો વળી મુબારક તે કોણ માત્ર ? એ પણ એની આંખોમાં આંસુ જોઇ ઢૂલી ગયો. "મનીઆ ! આમ નજીવી વાતમાં આટલી બધી ઉશ્કેરાઇ ન જા...હું ત્હારા ઉપર ભૂલથી મૂકાયલા આરોપ માટે દીલગીરી દર્શાવું છું."

મનીઆ કંઇ જ બોલી નહિ. એ રોષમાં ને રોષમાં એ ઓરડો છોડી ગઈ. મુબારકને કંઈજ સૂજ ન પડયું. પોતાના ઓરડામાં ખાલી હાથે એ પાછો ફર્યો. ગુલાલને જે કંઇ સંદેશ મોકલવાનો હતો, તે એણે આયેશાને બરાબર સમજાવી વિદાય કરી. તે પછી પોતાના વિશ્વાસુ જાસુસ અફજલખાંના કાનમાં એણે ધીમેથી ફૂંક

મારીઃ "અફ્જલ ! આજથી મનીઆના એકેએક કામ ઉપર બારીક નજર રાખતો રહેજે. મ્હને કંઇક વ્હેમ જાય છે."

અફ્જલ મસ્તક નમાવી ચાલતો થયો. મુબારક પોતાના એ પ્રથમના ઓરડામાં પાછો આવ્યો. આમતેમ આંટા મારતો એ સ્વગત બબડયોઃ

ત્યારે એ ચિઠ્ઠી ગઇ કયાં ?



પુષ્પઃ ૧૬ **"અદેખાઇની આગ"**





"આહા ! કમળમાં કેદી થવાને કાલાવાલા કરતો મધુકર ફૂલે ફૂલે ભમતો હશે, એની ખબર મ્હને આજેજ પડી. રોશની ઉપર પ્રાણ ઓવારી નાખવાની મીઠી મીઠી વાતો કરનાર પતંગીયું દીપક દીપક ઉપર ભમનાર દગાબાજ હશે, એનો ખ્યાલ મ્હને આજેજ આવ્યો. મનીઆને દગો દેનાર મુબારક ! મ્હેં ત્હને આજેજ બરાબર ઓળખ્યો. ત્હારૂં મ્હોત મ્હારી મુઠ્ઠીમાં છે. ત્હેં મ્હારૂં દીલ તોડવાનો પ્રયત્ન આદર્યો છે, તો હું ત્હારી એ દીલદારનું ખૂન પીવાનો પ્રયત્ન કરીશ. તું ચાલાક ડાકૂ છે, તો હું પણ એક પઠાણ પુત્રી છું."

આયેશા સાથે સ્નેહ–સંદેશ મોકલવા મુબારક મનીઆને એકલી છોડી ચાલતો થયો, કે તરતજ એ એની પાછળ જવા ઉભી થઈ.

પણ એકાએક એની નજર ત્યાં પડેલી એક ચિઠ્ઠી ઉપર પડી. એણે એ ઉંચકી લીધી. ઉઘાડીને વાંચતાં જ એની આંખો લાલચોળ થઇ ગઇ. એ તેજ ચિઠ્ઠી હતી, કે જે ગુલાલે મુબારકના સ્નેહ–સંદેશના જવાબમાં કબૂતર સાથે મોકલી હતી. એટલામાં એણે કોઈના પગલાનો અવાજ સાંભળ્યો. ચિઠ્ઠી એણે પોતાની પગની મોજડીમાં છૂપાવી દીધી. મુબારક એજ ચિઠ્ઠી લેવા ઓરડામાં પાછો આવ્યો, અને પછી મનીઆએ એને કેવા સ્ત્રી–ચરિતના ઢોંગથી સમજાવી દીધો, તે આપણે ગયા પુષ્પમાં વાંચી ગયા.

એજ ચિઠ્ઠી હાથમાં લઇ મનીઆ ઉપરના હૃદયભેદક ઉદ્‌ગારો કાઢતી ખાનના કારાગૃહ તરફ જઇ રહી હતી. એના હૃદયમાં અદેખાઇની આગના ભડકા બળી રહ્યા હતા. એને મોડી આવેલી જોતાં જ ખાને સવાલ કર્યો:

“ મનીઆ ! અત્યાર સુધી ક્યાં ગઈ હતી ? હું તૈયાર છું.”

“ ખાન !” એની આંખમાંથી અગ્નિના અંગારા ઝરી રહ્યા હતા. “ લ્યો, આ વાંચો......”

ખાન એ ચિઠ્ઠીને પહેલેથી છેવટ સુધી વાંચી રહીને બોલ્યો: “ યા ખુદા ! મ્હારો શક આખરે ખરો પડ્યો છે. અમીરના ઘરનું કોઇ ખાસ માણસ ફૂટીને મુબારકને મળી ગયું હોવું જોઇએ, એ વાત......”

“ પરંતુ એ શયતાનજાદી ગુલાલ છે કોણ ?”

“ અમીર ગ્યાસબેગની ભત્રીજી.”

“ ખાનસાહેબ ! શું એ બહુ દેખાવડી છે ?”

“ એને માટે મ્હારાથી ના પાડી શકાય એમ નથી.”

" હવે સમજી ! તેથી જ મુબારક હમણા હમણા પ્રેમની નહિ પણ વ્હેમની નજરથી જોતાં શીખ્યો છે."

" તો તું પણ હવે એ પ્રેમના મૂળીઆંને ઉખેડી નાખવા પ્રયત્ન કર. બેવફા આશકને એની બેવફાઇનો બરાબર બદલો આપવા તૈયાર થઇ જા."

" એજ વિચાર કરી રહી છું. ખાનસાહેબ ! પણ હું ઔરતજાત એક અકકલમંદ ડાકૂ ઉપર મ્હારૂં વૈર કેવી રીતે લઇ શકું ?

" મ્હને અહીંથી છૂટો કર, મનીઆ ! ત્હારૂં વૈર હું લેવા તૈયાર છું."

" તેમ બનવું મુસ્કેલ છે."

" કારણ ?"

" આ ચિઠ્ઠી મેળવતાં મુબારકને મ્હારી ઉપર સજ્જડ વ્હેમ પડયો છે. અને આપણી હીલચાલ ઉપર બારીક દેખરેખ રાખવા એનો એક વિશ્વાસુ જાસૂસ ફરી રહ્યો છે."

" તો એક કામ કર. મ્હને એક કાગળ અને કલમ લાવી આપ. હું જે પત્ર લખી આપું, તે એકદમ સરદાર ગ્યાસબેગને પહોંચતો કર."

" હા, એ બની શકે એમ છે."

" તો જા, જલ્દી કર..."

" એમ જ થશે. ખાન ! હું કાગળ કલમ ને ખડીઓ લઈ

હમણાં જ પાછી ફરૂં છું." એટલું કહેતા એણે પેલી ચિઠ્ઠી પાછી ઉપાડી લીધી.

ખાને એને કીનો લેવા પાણી ચઢાવ્યું. એને તો બસ એટલું જ જોઈતું હતું. મનીઆ પણ કસમ અને વિશ્વાસને ઉંચે મૂકી વૈર લેવામાં અંધ બની મુબારકના ઓરડા તરફ દોડી.

* * *

આ વખતે મુબારક ગુલાલ તરફથી જવાબ લઇને પાછી ફરેલી આયેશા સાથે પોતાના ખાનગી ઓરડામાં વાત કરી રહ્યો હતો.

"શું સમાચાર આયેશા ?" મુબારકે એને આવતાની સાથે જ અધીર હ્દયે પૂછ્યું.

"ફ-તેહ મ્હારા માલિક."

"કહે જોઉં, તું ત્યાં કેવી રીતે જઇને એને મળી શકી?"

"એજ બુઠ્ઠી છબી વેચનારીના વેશમાં. પહેરેગીરને એક ફાંકડી છોકરીની છબી બક્ષિસ કરી કે એણે મ્હને ઉપર જવા દીધી."

"હા, પણ અંદર એની બ્હેનો હશેને?"

"નહિજી, ગુલાલે મ્હને કહ્યું, લાલ અને મહેર થોડા દિવસને માટે શાહજાદા સલીમ સાથે દિલ્હી ગઇ છે, અને હું તબીયતની નાદુરસ્તીનું બ્હાનું બતાવી એમની સાથે જવાની ના પાડી ખાસ અહીં રોકાઇ છું."

"મ્હને મળવાને ખાતર. હા... પછી ત્હેં એને મ્હારા તરફથી શું કહ્યું?"

"આપનો સ્નેહ–સંદેશ."

"અને એનો જવાબ ?"

"આ રહ્યો, હયો..." પત્ર લાવવા લઈ જવાની વધુ તકલીફ ન પડે એટલા માટે ગુલાલે પહેરેગીરને હવેથી હું જ્યારે આવું ત્યારે દાખલ થવા દેવાની સુચના પણ કરી દીધી છે."

"લાવ જોઉં, એણે એમાં શું લખ્યું છે ?"

આયેશાએ ગુલાલની બીજી ચિઠ્ઠી કાઢી એના હાથમાં આપી. મુબારકે માશુકની એ પ્રેમ-પત્રિકાને આંખે અડાડી વારંવાર ચૂમી છાતીએ લગાડી. પછી એણે એ ઉધાડી, વાંચી:

**પ્યારા મુબારક,**

મ્હેં વાંચ્યું છે, અને સાંભળ્યું છે, કે હમેશા તરસ્યા મુસાફરો જ કુવાની પાસે જાય છે. કુવો કોઈ દીવસ એ મુસાફરોની પાસે નથી જતો. આપ જવાંમર્દ છો, જ્યારે હું એક નાચીજ કમીના ઓરત જાત છું. આપ એક સાહસીક લૂટારા છો, જ્યારે હું એક આલી ખાનદાન કુટુંબની લજ્જાશીલ અને નકાબપોશ અમીરજાદી છું. જો આપનો મ્હારામાં સાચ્ચો પ્યાર હોય, તો મ્હારામાં વિશ્વાસ રાખી આજ રાતના બરાબર બે વાગે મ્હારા કમરાની પાછલી બાજુએથી ચાલ્યા આવજો. ઉપર આવવાને માટે એક મજબુત દોરડું બ્હાર લટકતું હશે. આપની મુબારક શિકલના દર્શન કરવાને માટે બાંદી પણ આપની જેટલીજ ઇંતેજાર છે.

લી. આપની '**ગુલાલ.**'

પત્ર વાંચતાં જ મુબારક બોલ્યો: "કહે આયેશા! ત્હારા આ કામનું ત્હને શું ઇનામ આપું?"

"આપની ઇચ્છામાં આવે તે."

"લે આ...ઉઠાવ...જા આજ મુબારકનો સારો ખજાનો આ પત્ર ઉપર નિસાર છે. પણ જોજે, આ વાત કોઇ બીજાને કાને ન જાય..."

"આયેશા પોતાના માલીકને કદાપી પણ બેવફા નહિ નીવડે."

મુબારકે પેલો અડધો તોડી નાખેલો–મનીઆ તરફથી પાછો ફરેલો એક લાખનો હાર એને બક્ષીસ કર્યો. એ બાપડી ખુશ ખુશ થઇ ગઇ. આનન્દથી છલકાતે હૈયે એ જેવી બારણા બંધ કરી બ્હાર નીકળી, તેવી જ એની ગરદન ઉપર એક તીણી ધારદાર છૂરી ચકચકતી એણે જોઇ. એ મનીઆ હતી. આયેશા જીવ બચાવવાની બ્હીકે મુંગે મોઢે એના કહેવા પ્રમાણે ભયથી થર થર ધ્રૂજતે પગે એના કમરામાં ગઇ. મુબારકના વર્તન ઉપર વ્હેમાયલી મનીઆએ એના હાથમાંહેનો હાર છીનવી લેતા એને પૂછ્યું: "આયેશા! જો જીવ વ્હાલો હોય તો મુબારક સાથે થએલી ખાનગી વાતનો એકદમ સ્ફોટ કર...નહિ તો..."

પ્હેલાં તો આયેશાએ પોતાના માલીકની સાથે બેવફા થવાની ના પાડી, પણ જ્યારે એણે જોયું, કે મનીઆ પોતાનું ખૂન કરતાં પણ પાછી હઠે એમ નથી, ત્યારે એણે ગુલાલનો સંદેશો એને કહી સંભળાવ્યો. વિશ્વાસઘાતી મનીઆએ એને મોઢે જે જાણવું હતું, તે જાણી

લેતાં જ પોતાની સલામતીને ખાતર એની છાતીમાં એ ધારદાર છૂરી આરપાર ઉતારી દીધી.

આયેશા મૃત્યુની એક કારમી ચીસ નાખી જમીન ઉપર પછડાઇ પડી. પાસેના ઓરડામાં માશુકના પ્રણય-પત્ર સાથે પ્રેમ કરતા મુબારકને કાને એ પડતાં પત્ર ત્યાં પડતો મૂકી એ બ્હાર નીકળ્યો. એણે અનુમાનથી મનીઆના ઓરડાનું દ્વાર ઉઘાડી નાખ્યું. અંદર મનીઆને બદલે આયેશાની લોહીલોહાણ લાસ પડેલી જોઇ. પેલો મોતીનો અર્ધતૂટેલો હાર પૂરેપૂરો તૂટી જઇ મોતીઓ આમતેમ વેરાયલા હતા. આયેશાની આંખો ફાટી ગએલી હતી. એની છાતીમાં તીક્ષ્ણ કટારનો આરપાર ફૂટી નીકળેલો ભયંકર જખ્મ ચોકખો દેખાતો હતો.

" મનીઆ ! ઓ મનીઆ !" મુબારકે ઓરડાની બ્હાર નીકળી બૂમ મારી.

" બચાવો...મ્હને કોઇ બચાવો..." કહેતી મનીઆ એજ ઘડીએ મુબારકના ઓરડામાંથી જીવને લઇને ન્હાસતી બ્હાર નીકળી પાસે ઉભેલા મુબારકને બાઝી પડી–બેહોશ થઇ ગઇ.

એના વાળો વિખરાયલા હતા. વસ્ત્રો તમામ ચૂંથાયલા અને લોહીવાળા હતા. એ ધ્રૂજતી ને કંપતી હતી. મુબારકના તાત્કાળીક પ્રયાસથી જ્યારે એ ભાનમાં આવી, ત્યારે એ કંપતે શરીરે વસ્ત્રો વ્યવસ્થિત કરી એકદમ ઉભી થઈ ગઈ.

" શું હતું મનીઆ ?"

" હું મ્હારા ઓરડામાં સૂતી હતી, ત્યાં એકદમ આયેશા

એક મોતીના હાર સાથે શ્વાસભેર અંદર દોડી આવી મ્હને બાઝી પડી. એની પાછળ કાળા કપડામાં ઢંકાયલી એક વ્યક્તિ હાથમાં ખંજર લઇ ધસી આવી. એણે આયેશાને હાર આપી દેવા ઇશારત કરી. આયેશા એમ ન કરતાં ન્હાસવા ગઇ, ત્યાં એણે કટાર મારી એને મારી નાખી અને હાર તૂટી ગયો. આયેશાનું ખૂન થતાં જ એક જીવલેણ ચીસ નાખી હું પાછલે બારણેથી આપની મદદ લેવા દોડી. બદમાશ મ્હારી પૂઠે પડયો. એણે તમારા ઓરડામાં પડેલી એક ચિઠ્ઠી ઉપાડી એના ગજવામાં મૂકી દીધી. આપની પ્હેલી ચિઠ્ઠી ચોરાયાનો આરોપ મ્હારી ઉપર હતો, એ વાત યાદ આવતાં જ હું દ્વાર પાછળ સંતાઇ ગઈ હતી, ત્યાંથી નીકળી પાછલે રસ્તેથી ન્હાસી જતાં શયતાનને પકડવા ગઇ. એણે મ્હારી આ દશા કરી. મ્હને ધક્કો મારી નીચે ફેંકી દીધી...જુઓ આ રહી એ શયતાને આયેશાનું ખૂન કીધેલી અને મ્હને છુટ્ટી મારેલી લોહીવાળી છૂરી અંદર પડેલી છે. મ્હને પણ બે ત્રણ જગ્યાએ ઘા વાગેલા છે. જુઓ એક તો આ રહ્યો મ્હારી હથેલીમાં જ......"

"સરફ્રરાજ ! સરફ્રરાજ..."

"આજ્ઞા સરદાર." કહેતો સરફ્રરાજ ત્યાં આવી ઉભો.

આયેશાનું ખુન થયું છે. અને મ્હારો એક અગત્યનો પત્ર ગુમ થયો છે. કોઇ દગાબાજ શયતાન આપણા આ ભેદી આવાસમાં દાખલ થયો છે. એ બ્હાર છટકી જાય તે પહેલાં એને પકડી હાજર કરો. જા...અને અફ્રજલને મ્હારી પાસે મોકલ."

થોડી વારમાં અફ્રજલ આવી એની પાસે ઉભો રહ્યો. મુબારક

એને કહ્યું: “ અફ્ઝલ ! જા, જલ્દી કારાગૃહમાં જઇ તપાસ કર, અને ખાન છે કે કેમ ? તેની મ્હને ખબર કર.”

“ જેવો માલીકનો હુકમ.”

અફ્ઝલ ચાલતો થયો, એટલે મુબારકે મનીઆ તરફ ફરીને કહ્યું: “ મનીઆ ! હું એ બદમાશનો પત્તો મેળવું, અને આયેશાના શબની વ્યવસ્થા કરૂં તે દરમ્યાન તું પાસેના ઓરડામાં જઇ જખ્મ ઉપર પાટો બાંધી આરામ કર.”

મનીઆ ધીમે કદમે બતાવેલા ઓરડા તરફ ચાલતી થઈ, એટલે મુબારક પણ પોતાના ઓરડામાં દાખલ થયો. અંદરનું કેટલુંક ફરનીચર આમતેમ વીખરાઇ ગયું હતું. બારણા પાસે જ એક ધારદાર લોહીવાળી છૂરી હતી. એ હાથમાં લઈ એ સોફા ઉપર બેઠો. ગુલાલની ચિઠ્ઠી ખરેખર ગૂમ થઇ હતી. ઘણી વાર સુધી કટાર તરફ જોઇ રહ્યા પછી એ બબડયો: “ એ ગમે એમ કહે, પણ મ્હારૂં મન માનતું નથી. મ્હને પકડવા આવનાર અગર તો મ્હારી ચિઠ્ઠી ચોરવાની દાનત રાખનાર વ્યકિત પોતાની નજર એક મામૂલી મોતીના હાર ઉપર નાખે, અને આયેશાનું ખૂન કરે...એ મનાય જ કેમ ? અને ધારો કે એક વાર એ વાત માની લઇએ, તો પણ એટલો સાહસિક માણસ આવી નાજૂક બૈરાંઓને વાપરવા લાયક કટાર પોતાની પાસે રાખે......”

એ પોતાના વિચાર પ્રવાહમાં આગળ વધે, ત્યાં સરફરાજ આવી ઉભો રહ્યો. “ મહારાજ ! દરેક છૂપા દ્વારના પહેરેગીરો જાગૃત છે. એક ચકલી પણ આપણા છૂપા આવાસમાં પ્રવેશવા

પામી નથી.”

“ તો પછી આ ભયંકર કામ કોનું ?”

ત્યાં અફ્જલ દાખલ થયો. એ મસ્તક ઝૂકાવીને બોલ્યોઃ “ નામદાર ! કૈદી કારાગૃહમાં છે.”

“ તમે બંને જઇને મનીઆના ઓરડામાં આયેશાનું શબ પડેલું છે, એની વ્યવસ્થા કરો. ખબરદાર ! એક પણ શબ્દ આ વાતનો કોઇને કાને ન જાય. એટલું કાર્ય કીધા પછી આ ખુન અને ચોરીની તપાસ કરો. એક બીજી વાત કહું છું, સરફરાજ ! હું આજ રાત્રે બે વાગે ગ્યાસબેગની ભત્રીજી ગુલાલને તેના મહેલમાં મળવા જનાર છું. પાછો ન ફરૂં ત્યાં સુધી ખાન અને મનીઆની ઉપર બરાબર દેખરેખ રાખજે.”

મસ્તક નમાવી બંને વફાદાર નોકરો પોતાના માલીકની આજ્ઞાનો અમલ કરવા ચાલતા થયા. મુબારક આ ભેદી બનાવ ઉપર પોતાનું ભેજું પટકતો પોતાના ઓરડામાં જઈ એક સોફા ઉપર પડયો. એનો મનીઆ ઉપરનો વ્હેમ વધતો જતો હતો. વસ્ત્ર બદલી પોતાને હાથે લાગેલા લોહીના ડાઘ ધોઈ નાખી કપાળે અને કાંડાએ મુબારકને દેખડાવવા પૂરતા ખોટા પાટાઓ વિંટાળેલી મનીઆએ એક આરામગાદી ઉપર લંબાવતાં ખડખડાટ હાસ્ય કર્યું. પોતાની ચોળીના અંદરના ભાગમાં છૂપાવેલી મુબારકની એ બીજી ચિઠ્ઠી (ગુલાલે લખેલી) બ્હાર કાઢતાં બોલીઃ “ મુબારક ! મુબારક ! તું ભલે આખી આલમની આંખમાં ધૂળ નાખવાનું અભિમાન ધરાવતો હોય, પણ આજ તો ત્હારી આંખોમાં ધૂળ નાખી ત્હને બેવકુફ

બનાવી પોતાનું કામ પાર પાડયું છે. બધી વિદ્યામાં પારંગત હોવા છતાં ત્હારે હજુ સ્ત્રી-ચરિતની વિદ્યાનો અભ્યાસ મનીઆ પાસે કરવો બાકી રહ્યો છે. બનાવ્યો...આબાદ બનાવ્યો..."

એટલું બોલતાં જ એણે એ ચિઠ્ઠી ખોલી, વાંચી. વાંચતાં જ એના રૂંવેરૂંવામાં ક્રોધ વ્યાપી ગયો. ઘડી પહેલાં ખડખડાટ હસતી મનીઆનો ચ્હેરો વિકરાળ થઇ ગયો. એ ખડીઓ કલમ કાગળ અને એ ચિઠ્ઠી લઇ કારાગૃહ તરફ દોડી.

અદેખાઇની આગ એના દીલમાં ભડભડાટ સળગી રહી હતી



પુષ્પ: ૧૭ "ભયંકર શરત"





"હ્યો, ખાનસાહેબ ! ગુલાબબીબીનું આ બીજું પરાક્રમ."

મનીઆએ કોટવાળના હાથમાં ગુલાબે મુબારક ઉપર મળવા આવવાને માટે લખેલો બીજો પત્ર મૂકતાં પોતે કેવી ચતુરાઇથી તે મેળવ્યો હતો, તે તમામ વાત એને કહી સંભળાવી. ખાને એક ક્ષણ એની લાલ આંખો અને વિચિત્ર વેશ તરફ જોઇ એ વાંચી નાખ્યો. વાંચીને મનીઆને પાછો આપતાં એ બોલ્યો: "મનીઆ ! કોઇપણ ઉપાયે આ બદમાશ ડાકૂને એ અમીરજાદીની પાક દામનને ધબ્બો લગાડતા અટકાવવો જ જોઇએ."

"તેની સાથે મ્હારા એ બેવફા આશકનું લોહી પીવાની મ્હારી ઇચ્છા પણ પૂર્ણ થવી જોઇએ."

"જરૂર થશે, પણ જો તું હવે મ્હારી અકકલે ચાલે તો..."

"વૈરમાં આંધળી બનેલી મનીઆ ગમે એવું ભયંકર સાહસ ખેડવા હવે તૈયાર છે."

"તો લાવ ખડીઓ કલમ અને કાગળ..."

મનીઆએ ખડીઓ કલમ તથા કાગળ એને આપ્યા. ખાને સપાટાબંધ એક ચિઠ્ઠી લખી મનીઆના હાથમાં આપી. "લે, આટલી ચિઠ્ઠી લઇ જઇ મુબારક ગુલાલને મળે તે પ્હેલાં સરદાર ગ્યાસબેગને પહોંચાડ."

મનીઆએ ચિઠ્ઠી વાંચી. પછી એ બોલીઃ "ખાનસાહેબ! મનીઆ તમારો આ સંદેશ જીવને જોખમે ગ્યાસબેગને પહોંચાડવા તૈયાર છે. પણ પહેલાં એની એક શરત મંજૂર થવી જોઇએ."

"તે શી છે, મનીઆ?"

"ખાન! હું એ જાણુવા માગું છું, કે મ્હારી પાથરેલી આ જાળમાં કદાચ મુબારક ફસાઇ જાય, તો એને શી શિક્ષા થાય વારૂ?"

"ફાંસી...દેહાંતદંડ..."

"અને તે કોને હાથે?"

"જલ્લાદોને હાથે."

" નહિ, હરગીજ નહિ. એક વીર લુટારૂનું મ્હોત એ બે બદામના કસાઇઓને હાથે નજ થવું જોઇએ."

" તો ?"

" એ શિક્ષા મ્હારે પોતાને હાથે અમલમાં મૂકાવી જોઇએ. મુબારકના ખૂનમાં હું મ્હારા આ હાથોને રંગીને મ્હારા હૃદયમાં સળગેલી કીનાની આગ બૂઝાવવા માગું છું. ખાન ! બોલો, મ્હારી એ માગણી તમે મંજૂર કરાવી શકશો ?"

" મનીઆ ! મનીઆ ! અત્યારે તું વૈરમાં દીવાની બનેલી હોવાથી ત્હને આ માગણી ભલે આનન્દદાયક લાગતી હોય, પરંતુ પછીથી ત્હારા આ નાજૂક હૃદયને, તથા નાજૂક હાથોને એ ત્રાસદાયક લાગશે. આંખેઆંખ એક થતાં ત્હારા હાથમાંથી હથીયાર હેઠું પડી જશે, આ લાલચોળ આંખમાં પાણી ભરાઇ આવશે."

" ખબરદાર ખાન ! હું એક પઠાણપુત્રી છું. પ્રેમમાં નિરાશ થએલી પઠાણબાળા કેટલી કઠોર થઇ શકે છે, એ તમે જાણતા નથી, એટલેજ આમ બોલો છો. બસ...હું મ્હારી શરત આપને જણાવી ચુકી છું, અને જો આપને એ મંજૂર હોય તોજ આપના આ કાવત્રામાં ભળવાને હું તૈયાર છું. નહિ તો મ્હારૂં વૈર લેવા હું કોઇ બીજી તરકીબ યોજી લઇશ."

" સબૂર, મનીઆ ! જો ત્હારો એવોજ મમત હોય, તો જા, મ્હને એમાં વાંધો નથી. હું ત્હારી એ શર્ત મંજૂર રાખું છું."

" મોઢાની વાત પર હું વિશ્વાસ રાખતી જ નથી. ખાનસાહેબ ! અગર જો આપને કબૂલ હોય, તો આજ પત્રની નીચે મ્હારી એ

શર્તનું પણ પાલન થાય એ વાત લખી આપો. સાથે એટલું પણ યાદ રહે, કે જો મ્હારી સાથે કોઇ જાતનો દગોફટકો રમવામાં આવશે, તો પછી મુબારકનો આ મ્હોતનો પયગામ તમારા મ્હોતના પયગામમાં પલટાવતાં મ્હને વાર નહિ લાગે. બબ્બે વરસથી મુબારકના સંસર્ગમાં રહેલી મનીઆ......."

"એવા ખોટા ખ્યાલો કરવાની કંઇજ જરૂર નથી, મનીઆ ! લે, આ હું ત્હને ત્હારી એ શરત પાલન થાય એ માટે બે શબ્દ લખી આપું છું. વધારામાં પહેરેગીરને આ અંગુઠી બતાવશે, તો આટલી મોડી રાત્રે પણ એ ત્હને એકદમ અંદર જવા દેશે."

ખાને મનીઆની ભયંકર શરત પાળવાનો લેખીત આગ્રહ ગ્યાસબેગના પત્રમાં લખી આપી એના હાથમાં મૂકયો. મનીઆ તે અંગુઠી લઇ જતા જતા બોલીઃ "બંદગી ખાનસાહેબ ! જો મ્હારી શરતનો સ્વિકાર થશે, તો તમને આ કેદખાનામાંથી આવી છોડાવી જઇશ, નહિ તો અહીંયાજ જીંદગીની છેલ્લી પળો પૂરી કરજો..."

એ બ્હાર નીકળી. આગલે રસ્તે તો જવાય એમ હતું જ નહિ, એટલે એણે પેલા છૂપા ચોર રસ્તાનો આશ્રય લેવા નક્કી કર્યું. પણ એ એક પગલું આગળ ભરે, ત્યાં તો એની તમામ હીલચાલ તરફ બારીક નજર નાખતા અફજલે પાછળથી એનો હાથ પકડ્યો: "સબુર! મનીઆ બીબી ! અત્યારે આપ કયાં જઇ રહ્યા છો ?"

"તેનું ત્હારે શું કામ છે ?"

"મ્હારા માલીક મુબારકનો હુકમ."

"મ્હારે માટે ?"

"હા, આપને માટે, અને તે આજેજ. મહેરબાની કરી ખાન-સાહેબે લખી આપેલી એ ચિઠ્ઠી મ્હને સ્વાધીન કરી દયો."

"ઓહો! સમજી...મુબારકે ત્હને મ્હારી પાછળ જાસુસી કરવા રોકયો છે, કેમ?"

"જેમ સમજો તેમ..."

"ભલે, લ્યો આ ચિઠ્ઠી...પણ અફ્જલ તમને એ શું કામ લાગશે ?"

મનીઆએ ચિઠ્ઠી એની સ્હામે ધરી. અફ્જલે એ લેવા હાથ લંબાવ્યો. ત્યાં ચાલાક મનીઆએ ડાબે હાથે પોતાની તીક્ષ્ણ કટાર જોતજોતામાં એના ડાબા પડખામાં ભોંકી દીધી. એક ભયંકર કીકીઆરી નાખી એ લોહી ઝરતું પ્રચંડ શરીર નીચે પટકાઇ પડયું. દરવાજાના પહેરેગીરો એની ચીસ સાંભળી ત્યાં દોડી આવ્યા. દરમ્યાન છૂપાઇ ગએલી મનીઆ રસ્તો એની મેળે મોકળો થવાથી સપાટાબંધ બ્હાર નીકળી ગઇ. મુબારકના અશ્વો બ્હારના એ ખુલ્લા મેદાનમાં જ બાંધવામાં આવતા હતા. બહાદુર મનીઆ એમાંના એક અશ્વ ઉપર બેસી રાત્રીના ભયંકર અંધારામાં જીવ લઇને સરદાર ગ્યાસબેગના મહેલ તરફ ન્હાઠી.

આ બાજુ એક પહેરેગીર મુબારકને ખબર આપવા એના ઓરડામાં આવ્યો. પણ મુબારકની જગ્યાએ ત્યાં સરફ્રરાજ બેઠેલો હતો. પહેરેગીરે નમન કરી કહ્યુંઃ

"છેલ્લી ઘડીએ અફજલખાનનું કોઇએ ખૂન કીધું છે, અને તેઓ નામદાર સરદારને મળવા માગે છે."

"કયાં ?"

"ચોર દરવાજા આગળ."

"એ તો બ્હાર ગયા છે, ચાલો હું આવું છું."

સરફરાજ પહેરેગીરની સાથે સત્વર ચોર દરવાજા આગળ આવી ઉભો. અફજલનો છેલ્લો શ્વાસ ચાલતો હતો. "મુ...બા...રક કયાં છે ?" અફજલ તૂટતી વાણીએ બોલ્યો.

"એ તો ગુલાલને મળવા ગયા છે. પણ અફજલ ! ત્હારી આ સ્થિતિ કોણે કરી ?"

"મનીઆએ...સરફરાજ ! એક પળ પણ રોકાવ નહિ. કોટવાળ ખાનનો સંદેશ સરદાર ગ્યાસબેગને પહોંચાડવા માટે એ હમણા જ ગઇ...અને જો એ...સંદેશ સરદાર ગ્યાસબેગને મળશે તો...આપણા માલીક......બની શકે તો એમને ત્યાં જતા રોકો......" એની આંખો મીંચાઇ ગઇ.

જો કે મુબારકને બે વાગે જવાનું હતું, છતાં પેલી ચિઠ્ઠી ગૂમ થવાથી અને આયેશાનું ખૂન થવાથી બેચેન બનેલો એ બે કલાક વ્હેલો જ એ ગમગીની ભૂલવાને માટે ચાલતો થઇ ગયો હતો, એટલે એ હવે હાથમાં આવે એ અશકય હતું. પરંતુ મનીઆ એક ઓરતજાત આવા અંધારામાં એકલી બહુ આગળ નહિ વધી હોય એવું અનુમાન કરી એણે એને પકડવાનો નિશ્ચય કર્યો. એણે બૂમ મારી: "અહમદ...ઓ અહમદ..."

આયેશાનો વફાદાર પુત્ર અહમદ ત્યાં આવી સલામ કરી ઉભો રહ્યો. સરફરાજે એને કહ્યું: “અહમદ! મામલો ગંભીર છે. ત્હારી માતાના ખૂન પછી આપણા મકાનમાં આ બીજું ખૂન છે. મુઝફ્ફરના શબની યોગ્ય ક્રિયા કરવાનો, તથા હું પાછો આવું ત્યાં સુધી કૈદી ઉપર પૂરતી દેખરેખ રાખવાનો વિશ્વાસ હું ત્હારામાં મૂકીને જાઉં છું. ધ્યાન રાખજે...”

એટલું કહી એ એજ રસ્તે બ્હાર નીકળ્યો. થોડી વાર પછી એક બીજો ઘોડેશ્વાર પોતાની પાછળ આવે છે, એવો અવાજ અંધારામાં આગળ વધતી મનીઆને કાને આવ્યો. બબ્બે બળવાન પુરૂષોને થાપ આપી આગળ વધેલી એ સાહસિક ઓરતે પોતાનો પીછો પકડનાર આ ત્રીજી વ્યક્તિને પણ પોતાના હાથનું પાણી બતાવવાનો નિશ્ચય કરી એકાએક પોતાના અશ્વને આગળ વધતો અટકાવી દીધો. અશ્વ ઉપરથી નીચે ઉતરી એ નીચે જમીન ઉપર સૂઈ ગઈ.

સરફરાજ જ્યારે છેક પાસે આવ્યો, ત્યારે એણે અશ્વને એકલો ઉભેલો જોતાં જ પોતાનો ઘોડો થોભાવ્યો. એ નીચે ઉતર્યો. જમીન ઉપર ચત્તીપાટ પડેલી મનીઆને એણે જોઈ. “અલ્લાહ બેવફાઓને એમના પાપનો યોગ્ય ઇન્સાફ આપે છે.” એમ બડબડી એણે આનન્દથી ઉભરાતે હૈયે એનું માથું પોતાના ખોળામાં લીધું. એ એમ સમજ્યો, કે અશ્વને ઠોકર લાગતાં એ નીચે ગબડી પડી બેહોશ થઈ છે.

પરંતુ એવું કશું જ નહોતું. ચાલાક મનીઆનું આ પણ એક સ્ત્રી-ચરિતનું તીર હતું. એમાં મુબારક ફસાયો, અફજલખાન

ફસાયો, અને સરફરાજ પણ ફસાયો. સરફરાજે એને પાછી ગુફામાં લઇ જવા ઉંચકીને ઘોડા ઉપર નાખી. પરંતુ જેવો એ પોતે ઘોડા ઉપર બેસી લગામ ખેંચવા જાય છે, તેવો જ એના પગમાં હોંશિયાર મનીઆએ આડા સૂતા સૂતા ઘા કર્યો. સરફરાજ આ અણુધાર્યા હુમલાને પહોંચી વળવા અશકત હોવાથી નીચે ઉથલી પડયો. જ્યારે મનીઆ એકદમ ઉપર બેઠી થઇ ગઇ. સરફરાજના અશ્વની લગામ પોતાના હાથમાં લઇ બંને ઘોડા મારી મૂકતા એ ખડખડાટ હસતી બોલીઃ "શયતાન માલીકની નોકરી કરનાર સરફરાજ! ત્હારા માલીકના પાપની અડધી સજાનું ઇનામ આજ ત્હને પણ મળી ચૂકયું છે."

લોહીલોહાણ પગે લંગડાતો બહાદુર સરફરાજ એ દગાબાજ ઓરતનો ટોટો પીસી નાખવા નકામા ફાંફાં મારી પાંચ દશ કદમ એના ચાલાક અશ્વનું પૂછડું પકડી પાછળ પાછળ ઘસડાયો. પરંતુ આખરે ન ફાવ્યો. આંખે તમ્મર આવતાં ને શરીર છોલાતાં એ બેહોશ થઇ ત્યાં જ પટકાઇ પડયો. જ્યારે ક્રોધમાં આંધળી બનેલી એ પઠાણપુત્રી ભલા ભલા જવાંમર્દોને હાથતાળી આપી પોતાની ખૂની તરસ છીપાવવા આગળ વધી.

પછી ઘાયલ સરફરાજને કોણે બચાવ્યો?



પુષ્પ: ૧૮

## "નાહક બદનામ"





"સરદાર ! કોટવાળ ખાનની અંગુઠી સાથે કોઈ એક અજાણી ઓરત આવીને દરવાજે ઉભી છે. તે આપને રૂબરૂ મળવા માગે છે."

"ખાન તરફથી ! જા એને આવવા દે."

સરદાર ગ્યાસબેગના મકાનમાં આવી મધ્યરાત્રીએ ગ્યાસબેગ અને બીરબલ ખાન તથા હુસેનને દુશ્મનના પંઝામાંથી કેવી રીતે છોડાવી લાવવા ? તે સંબંધી છૂપી મસલત કરવાને આજ એકઠા થયા હતા. પહેરેગીરના આ ચમત્કારીક સંદેશાએ એ બંને ચોંકીને દ્વાર તરફ જોઈ રહ્યા. થોડી વારે એક કાળા કપડાથી પોતાનું શરીર ઢાંકી દીધેલી વ્યકિત અંદર દાખલ થઈ. મોઢા ઉપરનો પડદો દૂર કરતાં જ એ ઓરત બોલી: "આપનામાંથી સરદાર ગ્યાસબેગ કોનું નામ ?"

"મ્હારૂં નામ..." ગ્યાસબેગે આગળ આવી કહ્યું.

"ત્યારે આ બીજા માણસને જલ્દી બ્હાર કાઢો. હું આપને એક ખાનગી સંદેશો પહોંચાડવા આવી છું."

"આપને જે કંઈ કહેવું હોય, તે એમની હાજરીમાં બેધડક કહી શકો છો. કારણ કે એ મ્હારા તેમ જ અકબર બાદશાહના વિશ્વાસુ સ્નેહી રાજા બીરબલ પો-તે છે."

"તો મ્હને કંઇ વાંધો નથી. હું લુટારૂ મુબારકનાં કેદખાનામાં

ફસાયલા કોટવાળ ખાન તરફથી આ સંદેશો અને નિશાનીમાં આ અંગુઠી લઈને આવેલી છું. મ્હારૂં નામ મનીઆ છે. આગળ વાંચશો, એટલે સર્વ કંઇ બીના સમજી શકાશે." એટલું કહેતાં જ એ થાકેલી ઔરત પૂછ્યા-ગાછ્યા વિના પાસેની એક ખુરસી ઉપર શ્વાસ ખાવા બેઠી.

ગ્યાસબેગે એના હાથમાંથી પત્ર લઇ રાજા બીરબલના હાથમાં મૂકયો. બીરબલે એ વાંચવા માંડ્યો:

**નેકનામ સરદાર ગ્યાસબેગની હુજુરમાં:—**

હું ડાકૂ મુબારકના કેદખાનામાંથી આ પત્ર આપને લખી રહ્યો છું. પત્ર લાવનાર એજ બદમાશના પિંજરામાં પૂરાયલી અને અન્યાય પામેલી એક અભાગીની ઔરત છે. હુસેન પણ મુબારકના પંજામાં સપડાયો છે. આપની ભત્રીજી ગુલાલ અને ડાકૂ મુંબારક વચ્ચેના બે સ્નેહ-સંદેશા મ્હને આ પત્ર લાવનાર વિશ્વાસુ સ્ત્રી તરફથી વંચાવવામાં અવ્યા છે. અને એનીજ મદદથી હું આપને આ સંદેશો મોકલવા ભાગ્યશાળી થયો છું. ડાકૂ મુબારક આજે રાતના બે વાગે આપની ભત્રીજી ગુલાલના ખાસ ઓરડામાં મહોબતની મીઠી ગુફતેગો કરવાને તશરીફ લાવનાર છે, તે વખતે એને ગીરફતાર કરવા ચૂકશો મા. વિશેષ માહીતી આવનાર સ્ત્રીને પૂછવાથી મળશે.

લી. આપનો વિશ્વાસુ 'ખાન.'

**તા. ક.**—આ સંદેશ પહોંચાડવા આવનાર સ્ત્રીને મ્હેં

પાક કુરાને શરીફના કસમ ખાઈ આ મદદ કરવાના બદલામાં એની જે કંઈ માંગણી હોય, તે પૂરી પાડવાનું વચન આપેલું હોવાથી હું આપ નામદારને એની એક શરત મંજૂર કરવાની આગ્રહભરી અરજ ગુજારૂં છું. સાથે સાથે એ પણ જણાવી દઉં છું, કે મુબારકનું ભેદી નિવાસસ્થાન એના સિવાય બીજા કોઈએ જોયું નથી, એટલે એની માગણી પૂરી થયા પછી જ મ્હારો અને હુસેનનો છૂટકારો કરવાને એણે મ્હારી સમક્ષ પ્રતિજ્ઞા લીધી છે. માટે અમારા જાનની દરકાર હોય તો એની ઉપર પૂરતો વિશ્વાસ રાખી એની માગણી મંજૂર કરજો.

પત્ર વંચાઈ રહેતાં ગ્યાસબેગ આંખોમાંથી ખૂન વરસાવતા બોલ્યા: "બીરબલ! આ શું? મ્હારા પોતાના મકાનમાં મ્હારી ભત્રીજી સાથે મહોબતની શેતરંજ ખેલવાની મજાલ! મ્હારી ખાનદાની ઉપર એક નીચ બદમાશ ધબ્બો લગાડવા માટે આટલી હિંમત કરે!"

"સરદાર સાહેબ! ખાનદાનીને ડાઘ હજુ લાગ્યો નથી, પણ લાગવાની તૈયારીમાં છે. માટે વિચાર કરવામાં નાહકનો વખત ગુમાવવા કરતાં સત્વર મ્હારી માગણી મંજૂર કરો, અને આથી પણ જે બે સંગીન પૂરાવા હજુ મ્હારી પાસે છે, તેની તરફ નજર નાખો." કહેતાં મનીઆએ ગુલાલના હસ્તાક્ષરવાળા બે પ્રેમપત્રો કાઢી ગ્યાસબેગની સ્હામે ધર્યા.

"ત્હારી શી માગણી છે?"

"મ્હને અન્યાય આપનાર, મ્હારી આ હાલત કરનાર, અને મ્હારી મહોબતમાં બેવફા થનાર એ ડાકૂને માટે જે કંઈ સજા મુકરર થાય, તે મ્હારે પોતાને હાથે અમલમાં મૂકાવી જોઇએ."

"મનીઆ ! ગમે તેવી પણ તું એક ઔરતજાત છે, ત્હારાથી એ દેહાંતદંડની ભયંકર સજા......"

"શયતાની હાસ્ય સાથે અમલમાં મૂકાશે. સરદાર સાહેબ ! મ્હારી ઇચ્છા પૂરવાનું કામ તમારૂં છે, પછી હું છું, અને એ છે."

"ભલે, જા...હું ત્હારી એ ભયંકર માગણી મંજૂર રાખું છું."

"બસ...તો હું પણ આપના શબ્દ ઉપર વિશ્વાસ રાખી આપને આ બે પત્રો ખુશીથી વાંચવા આપું છું. લ્યો, વાંચો, અને ખાત્રી કરો."

મનીઆએ બંને પત્રો આપ્યા. બીરબલ અને ખ્યાસસાહેબ એ અધીર હૈયે વાંચવા લાગ્યા.

જ્યારે બીજી બાજુ પ્રેમઘેલી ગુલાલ મુબારકના સ્નેહ-સ્વપ્ન જોવામાં લીન થયેલી હતી. એના મગજમાં અત્યારે પ્રેમીના મિલનના વિચારો ઉછાળા મારી રહ્યા હતા. "અરેરે ! હું આજ ક્યા સતાર ઉપર મ્હારા દીલના તાર વીંટાળી રહી છું ? મુબારક કોણ ? ગમે એવો પણ એક ડામીજ ડાકૂ ! જ્યારે હું ! એક આલી ખાનદાનનું ફરજંદ ! દુનિયા મ્હારે માટે શું બોલશે ? નજરે જોયો નથી, છતાં એની ઉપર મ્હને આટલો બધો સ્નેહનો ઉમળકો કેમ આવતો હશે ? કોઈ દિવસ નહિ ને આજ હું આટલી બધી બેચેન અને અમિત મનની કેમ થઇ ગઇ છું ? આખી સલ્તનત જેને ધિક્કારની નજરથી જુએ છે, એને મ્હારી આંખો જ મહોબતની

નિગાહથી શા માટે જોતી હશે ? મુબારક ! મુબારક ! તું ડાકૂ હોવા છતાં બહાદુર છે, દિલાવર છે, એક અજબ જાદુગર છે. ત્હારી પાપણોની જાદુઇ મોહીનીએ મ્હને ઘેલી અને દીવાની બનાવી દીધી છે. અને તેમ છતાં પણ આખરે તું એક ડાકૂ છે."

એણે એની તસ્વીર બિછાના નીચેથી કાઢી. એની તરફ જોઇ એ લવવા લાગી: "ના...ના...આવા કાન્તિમાન અને નેકીથી નીતરતા શરીરમાં શયતાનનો વાસ હોય, એમ હું માનતી જ નથી. તેમ છતાં એ શયતાન હશે તો હું એને મ્હારી મહોબ્બતની જંજીરમાં જકડી દેવતાઈ ફિરસ્તો બનાવીશ. એ દીવાનો હશે તો એને મ્હારી પ્રણયમદિરા પાઇ ડાહ્યો બનાવીશ. દુનિયામાં એક ઔરત ! ચાહે તો શું નથી કરી શકતી ? જે ખૂબસુરતીએ એને દિવાનો બનાવ્યો છે, એ જ ખૂબસૂરતી એને ચોરમાંથી પાછો શાહ બનાવશે. ફક્ત મ્હારી અને એની આંખો એક વખત એક થવી જોઇએ. એ મધુકર મ્હારી આ યૌવન–પરિમલમાં આંધળો બની......"

"કૈદી થવો જોઇએ......"

પાછળની ઉઘાડી બારીએથી દોરડું પકડી ચઢેલો મુબારક આટલા શબ્દો બોલતો અંદર કૂદી પડયો. ગુલાલે પોતાના શરમાળ વદન ઉપર મોતીની સેરનો બારીક નકાબ નાખી દીધો. મુબારક ધીરે કદમે અંદર આવી એની સ્હામે ઉભો. પાસે એક ન્હાનકડા મેજ ઉપરથી દીપક ઝગઝગાટ રોશની નાખી રહ્યો હતો. મુબારક એના મોઢા ઉપરથી એ ચંદ્રવદનના ચમકારા ઢાંકતો પડદો પોતાના હાથોથી ઉંચો કરતા બોલ્યો: "વ્હાલી ગુલાલ ! લાખ્ખો જવાંમર્દોને

ચરણમાં ઝૂકાવનારો મશહૂર ડાકૂ આજ પ્રેમની રસ્સીથી જકડાઈ ત્હારે ચરણે ઝૂકવા આવ્યો છે. સેંકડોને દાન દેનાર દાતાર લૂટારૂ આજ ત્હારી પાસે મહોબતની ભીખ માગવા ભીખારી થઈને ઉભો છે, એની સ્હામે જો."

એની હડપચી પકડી મુબારકે એના નીચા ઢાળેલાં નયનો ઉંચા કરાવ્યા. ચાર આંખો એક થઇ. વિદ્યુતનો ચમકારો થાય એવો ઝણઝણાટ બંને પ્રેમી હ્રદયોને લાગ્યો.

"ખરેખર મ્હેં સાંભળ્યું હતું, તેવા જ તમે સાહસિક છો." ગુલાલે પોતાના પરવાળા જેવા હોઠ શરમાતા શરમાતા ખોલ્યા.

"સુંદરી! આ મુબારકે એની જીંદગીમાં જો કોઇ ઓરતજાત ઉપર પૂરેપૂરો વિશ્વાસ મૂકયો હોય, તો તે ત્હારામાં જ. ઓરતજાતને માટે આટલું ભયંકર સાહસ ખેડયું હોય તો આ પ્હેલવ્હેલું જ."

"અને મ્હારામાં મૂકાયલો એ વિશ્વાસ ખોટો નહિ પડે, એની ખાત્રી રાખજો."

"ગુલાલ! વ્હાલી! આ મુબારક હજુ કોઇપણ શખ્સથી આ જીંદગીમાં ઠગાયો નથી. લે...મ્હારા તરફથી આ યાદગીરી સ્વિકારશે?" એણે એક હીરાની તેજસ્વી અંગુઠી એની આંગળીએ પહેરાવવા માંડી.

"નહિ, મ્હને માફ કરો, મુબારક! કાકાને ખબર પડશે, તો નાહક આપણો આ પ્રેમનાટક ઉઘાડો પડી જશે."

"તો ગુલાલ! આવો છૂપો પ્રેમનાટક કયાં સુધી નિભાવીશું?"

"જે દિવસે મ્હારો મુબારક પોતાની ડાકૂની જીંદગીનો છેડો લાવી એક આબરૂદાર ગૃહસ્થને લાયકનું નવું જીવન શરૂ કરશે,

તેજ દિવસે આ ગુલાલ આ અમીરી દૌલતને ઠોકરે મારી એની સાથે કંગાલ ઝુંપડીની સાથીદાર થવા તૈયાર થશે."

"અને એ દિવસ લાવવો હવે ત્હારા હાથમાં છે. મ્હારી દીલરૂબા! આજ આ લૂટારૂ મુબારક ત્હારે ખાતર પ્રતિજ્ઞા લે છે, કે આજથી એ પોતાનું જીવન ફેરવી નાખશે. ગુલાલ! તું મ્હારો ઇતિહાસ નથી જાણતી, જો જાણતી હોત, તો......" મુબારકની આંખમાં આજ પહેલવહેલાં આંસુ આવ્યા.

"આપનો એ ઇતિહાસ મ્હને કહો જોઇએ."

"સાંભળ..."

મુબારકે પોતાનો હૃદયભેદક ઇતિહાસ એને કહી સંભળાવ્યો. જે સાંભળી રહ્યા પછી ગુલાલ બોલી: "તો શું તમે એક અમીરના બેટા છો?"

"હા......ફકત મ્હારા વાલિદનું વૈર લેવાને માટે અને મ્હારી ગૂમ થએલી બ્હેનનો પત્તો મેળવવાને માટે જ મ્હારે આ ધંધો અખત્યાર કરવો પડયો છે."

"મુબારક! વ્હાલા મુબારક! ત્હારો આ ઇતિહાસ જાણ્યા પછી હું તમારા પ્રત્યે અંતઃકરણપૂર્વક દીલસોજી ધરાવું છું. અને આપને મ્હારા શૌહર તરીકે પસંદ કરી પ્રેમ કરવામાં મ્હારી ઇજ્જત આબરૂને મ્હેં કોઇ જાતનું પણ કલંક લગાડયું નથી, એ સમજતાં મ્હારૂં હૃદય બેવડા આનંદથી આપની મહેમાનગીરી કરવા આજ આતુર છે."

"અને એ મીઠી મહેમાનગીરીમાં હું મ્હારી દીલરૂબા પાસે બીજું કંઇ નહિ, ફકત એક......"

મુબારકે આટલું બોલી એના બંને હાથ પકડયા. ગુલાલ એના હૃદયનો ભાવ સમજી ઉભી થઇ ગઈ. બંને હસ્યાં. એ શરમના શેરડા પડતાં ગુલાબી ગાલે મુબારકના મહોબ્બતભર્યાં હોઠો દબાયા.

ત્યાં જ સરદાર ગ્યાસબેગ અને રાજા બીરબલ દસ બહાદુર મોગલ સિપાઇઓ સાથે ખુલી તરવારે ધસી આવ્યા. ગ્યાસબેગે એની સગ્ગી આંખોએ આ પ્રેમ–નાટક નિહાળ્યો. એણે બૂમ મારીઃ " મુબારક !"

બંને ચમક્યા. ગુલાલ તો પોતાના કાકાને આવેલા જોતાં ફાટેલી આંખે થર થર ધ્રુજતી ત્યાંને ત્યાં જ ઠરી ગઈ. જ્યારે મુબારક હસતો હસતો આગળ આવ્યો. " કોણ સરદાર ગ્યાસબેગ સાહેબ ! અને રાજાસાહેબ બીરબલ તમે પણ આવ્યા છો ? આપે કંઇ જાતે તસરીફ ફરમાવી ?"

" મુબારક ! ત્હારી ચાલાકી હવે ચાલી શકે એમ નથી."

" નથી જ, કારણ કે મુબારક પ્રેમ કરવા આવ્યો હતો, લૂટ કરવા નહિ. શું કરૂં ? કે મ્હારી પાસે તલવાર કે ખંજર કંઇ જ નથી, નહિ તો આ સિંહને આવી દગાબાજીથી પિંજરમાં પૂરવા પ્રયત્ન કરનાર આ વિશ્વાસઘાતીની ખૂબસુરતીને હંમેશને માટે મિટ્ટીમાં મીલાવી દેત. અફસોસ ! રાજાસાહેબ ! મુબારક આજ એક ઔરતના વિશ્વાસ ઉપર જીંદગીમાં પહેલી જ વાર ઠગાય છે. પણ આ જીત તમારી નહિ, પરંતુ તમારી આ બેવફા–બદમાશ ભત્રીજીની છે. મ્હને કૈદી કરવાનું માન તમને નહિ, પણ તમારી તરફથી મ્હને લલચાવવા ફેંકાયલી આ કામણગારી પુતળીને છે.

આપે એક જવાંમર્દ સરદાર થઇને મ્હને પકડવા આવો શરમભર્યો અને બાયલો રસ્તો લીધો છે, એને માટે આ મુબારક આપને દીલોજાનથી મુબારકબાદી આપે છે. લ્યો, ગ્યાસબેગ....જેમ મહોબત પર મરી ફીટનાર મધુકર બાપડો બેવફા કમળની પાંખડીઓમાં કેદ થાય છે, રોશનીની ખૂબસૂરતી ઉપર અંજાઈ પતંગ બિચારો દીપકનો સ્નેહ લૂટતાં પ્યારો જાન ફના કરે છે, તેજ પ્રમાણે આ બેવફા–દગાબાજ અને વિશ્વાસઘાતી એવી એક સ્રીને ખાતર આ મુબારક આજે પોતાની રાજીખુશીથી તમારો કેદી થાય છે."

એણે પોતાના બંને હાથો સ્હામે ધર્યા. બીરબલ એની આ વીરતા અને સાહસિકતા જોઇ આફીન થઈ ગયો. ગ્યાસબેગે પોતાના સિપાઇઓને કહ્યું: "એને પકડી લ્યો."

તરત જ એના હાથ બાંધી લઇ એને કેદ કરવામાં આવ્યો. ગુલાલનો ચ્હેરો ફીક્કો પડી ગયો હતો. મુબારકની આંખમાં એ પોતે નિર્દોષ હોવા છતાં ગુન્હેગાર ઠરી ચૂકી હતી. એને શું બોલવું ? કેમ ખુલાસો કરવો ? એ કંઇ જ સુઝયું નહિ. તેમ પોતાના નિર્દય કાકા પાસે જઇ પોતાના પ્યારા માટે બે શબ્દ કહેવાની પણ એની હિંમત ચાલી નહિ. એ તો આ અચાનક બનેલા બનાવે બ્હી મરી હતી. ઝળઝળીઆ ભરેલી આંખે એ એના આશકને બંદીવાન થતો જોઈ રહી.

"જાવ, અત્યારે એને કારાગૃહમાં કેદ કરો, કાલે સવારે બાદશાહ સમક્ષ હાજર કરજો."

ગુલાલની પાસે થઇને જતા જતા એ બહાદુર મુબારક

અડખડાટ હસતો બોલ્યોઃ " સલામ ! ગુલાલ સાહબા ! આપની આ ન ભૂલાય એવી ઉમદા મહેમાનગીરીને માટે મુબારક આપનો આભાર માને છે. અને ખુદાતાલા એનો નેક બદલો વાળી આપવાની એક તક બક્ષે, બસ એટલી જ હવે ખ્વાહીશ રાખે છે."

એ ચાલ્યો ગયો. એના ગયા પછી ગ્યાસબેગે એ ખૂણામાં ધ્રુજતી ઉભેલી ભત્રીજીને બ્હાર ખેંચી કાઢી. મુબારકના મર્મકટાક્ષોએ જેનું જીગર આરપાર વિંધાઇ ગયું હતું, એવી એ નિર્દોષ બાપડીને જમીન ઉપર પટકતાં એ નિષ્ઠૂર કાકો બોલ્યોઃ " કમબખ્ત નાફરમાન છોકરી ! આજ ત્હેં મ્હારી ઇજ્જતને ધોઇ નાખી છે. અને એની શિક્ષા ત્હારે માટે મ્હોત સિવાય બીજી કોઈ નથી."

" ઓ કાકાજી ! કાકાજી ! તમારે જોઇએ તો મ્હને મારી નાખો, પરંતુ એ નિર્દોષ અને નેકીના ફિરસ્તાને છોડી દયો."

" નિર્દોષ અને નેકીનો ફિરસ્તો ! અને તે કોણ ત્હારો એ શયતાન આશક મુબારક ! કેમ ?"

" પણ મ્હેં એને અહીં બોલાવ્યો હતો, એ જાતે......"

" તે બધું કાલે સવારે જણાશે. મનીઆ ! ઓ મનીઆ !" ગ્યાસબેગે બૂમ મારી.

" હાજર છું, જનાબ !"

" આ નાપાક છોકરીને મ્હારો બીજો હુકમ ન થાય ત્યાં સુધી અહીં નજરકેદ રાખવાની જવાબદારી ત્હને સોંપું છું."

" જેવી સરદાર સાહેબની આજ્ઞા."

ગુસ્સામાં ને ગુસ્સામાં ગ્યાસબેગ બ્હાર ચાલતો થયો. સાપ ડંશે અને ઝેર ચઢે એવા મુબારકના છેલ્લા શબ્દોએ ચકમ બની

ગએલી એવી ગુલાલ આ અજાણી સ્ત્રીને જોઇને ચમકી ગઇ. આંખોમાંથી દડ દડ મોતીના દાણા ખેરવતી એ નાહક બદનામ થએલી અભાગીનીએ એને દયાજનક શબ્દોમાં પૂછ્યું:

" બ્હેન ! તમે કોણ છો ? તમારૂં નામ ?"

" મ્હારૂં નામ મનીઆ...હું મુબારકની એક વખતની માશુક અને અત્યારે ત્હારા અને એના બંનેના લોહીની તરસી ડાકણ છું."

" ત્યારે એ વીર લૂટારાને ફસાવનાર તુંજ !" ગુલાલ એની તરફ જોઇ ગર્જી.

" હા હુંજ..."

" શું મનીઆ ! પ્રેમીનો પ્રાણ લેવા તત્પર થનાર સ્ત્રી તેને ચ્હાવાનો દાવો કરી શકે ખરી ?"

" તો !"

" સાચ્ચાં પ્રેમી તો તે શીરીં ને ફરહાદ ! લયલા ને મજનૂન ! કે જે એકેકને માટે મૃત્યુને બિછાને સુતા હતા. એનું નામ પ્રેમ ! ત્હારો આ લોહીતરસ્યો પ્રેમ કઈ જાતનો વારૂ ?"

" તો શું તું એને માટે જાન કુરબાન કરવા તૈયાર છે ? તું એને એવા પ્રેમથી ચ્હાય છે ખરી ?"

" બેશક...મનીઆ ! જો તું એનો જાન બચાવી શકવા વચન આપતી હોય, તો હું બદલામાં મ્હારો પ્રાણ દેવા તૈયાર છું."

" બસ...તો મ્હારી દુશ્મનાવટ પણ ત્હારી સાથે છે. મ્હારા માર્ગમાંથી જો કોઇ કાંટો હું દૂર કરવા ઇચ્છતી હોઉં, તો તે કેવળ

એક તું જ છે. અને જો તું જાન દેવા તૈયાર હોય, તો હું મુબારકને હજુ પણ કેદખાનામાંથી જીવતો ન્હસાડવા તૈયાર છું."

"તો લાવ કટાર ને કર ખાત્રી."

"કટારથી આપઘાત કરવાની કશી જરૂર નથી. મ્હારી પાસે આ કાતીલ ઝેરની પડીકી છે. બસ એ એક કલાકમાં ત્હારી ઊમેદ બર લાવશે."

"તો હવે વાર શાની છે? સવાર જોતજોતામાં પડશે. અને તે પ્હેલાં ત્હારે એને બચાવવો જ જોઇએ. પણ મનીઆ! પાછળથી દગો નહિ થાય એની ખાત્રી શી?"

"પાક કુરાને શરીફના કસમ! આ પઠાણની બેટી દગાખોર સાથે જ દગો રમવો સમજે છે."

"તો લાવ એ પડીકી."

ચાલાક મનીઆએ પોતાનું ધારેલું કામ કદાચ પાર ન પડે, અને પકડાઇ જવાય તો તેની સાવચેતીને માટે આત્મહત્યા કરવા સાથે રાખેલી ઝેરની પડીકી એના હાથમાં આપી. ગુલાલે એ હસતા હસતા પોતાના મોઢામાં ઠાલવતા મનીઆને કહ્યું: "બ્હેન! મુબારકને કહેજો, કે ગુલાલે તમારા પ્રેમને ખાતર પોતાનો પ્યારો પ્રાણ સમર્પ્યો છે. અને મ્હારા કાકા પૂછે, તો કહેજો કે એણે આત્મહત્યા કરી છે."

બીજી જ પળે એ નીચે તૂટી પડી. થરડાતી આંખે અને તૂટતી જીભે એ બોલી: "જાવ...હવે તમારૂં આપેલું વચન પાળી મુબારકને...છૂટો કરો."

"આ ચાલી."

મનીઆ જેવી બ્હાર નીકળી તેવી જ નિર્જીવ થઇને પડેલી ઢોંગી ગુલાલ એકદમ ઉભી થઇ ગઇ. એ હસતી હસતી બોલી: "એ હરામજાદી એમ સમજે છે, કે પોતે મુબારક જેવા મહા સમર્થ લૂટારૂને થાપ આપવા ફત્તેહમંદ થઈ છે. પણ એનું એ અભિમાન ઉતારૂં ત્યારે જ મ્હારૂં નામ ગુલાલ. એણે મુબારકને વિશ્વાસઘાત કર્યો, તો પછી મ્હને એની સાથે રમત એવીજ રમતાં આંચકો શાને માટે? બસ...હવે એ મુબારકને એક વાર છુટ્ટો કરી આવે, પછી હું છું અને એ છે."

મનીઆની નજર ન પડે એમ ઝેરની પડીકીમાંનો સફેદ ભુકો બાજુ ઉપર ફેંકી દઇ ખાલી કાગળ મોઢામાં ઠાલવવાનો ઢોંગ કરનાર એ ગુલાલે આજ ચાલાક મનીઆની બાજી ઉંધી વાળવાનો દાવ ખેલ્યો હતો, જ્યારે મનીઆ પોતાનું વેર વસુલ થઇ ગયું, એમ ખાંડ ખાતી પોતાનો છેલ્લો દાવ અજમાવવા કેદખાના તરફ જઇ રહી હતી.

પછી એ એમાં કોણ જીત્યું? મનીઆ કે ગુલાલ!



પુષ્પ: ૧૯

## "શયતાન કે ફિરસ્તો !"





"મલકા ! ઓ મલકા !" ગુલાલે મનીઆ ગઇ કે તરતજ પોતાની પ્રિય સખીને બૂમ મારી.

"શું કહો છો, બ્હેન ?" મલકાએ આવી અદબથી પૂછયું.

"મ્હારૂં એક કામ નહિ કરે ?"

"બ્હેન ! એ નીચ સફદરઅલીના હાથમાંથી મ્હારી પવિત્રતા રક્ષી આપે મ્હને પોતાની બ્હેન જેવી ગણવાનો જે ઉપકાર કર્યો છે, તે હું કોઇ કાળે પણ ભુલી શકું એમ નથી. આપ વિશ્વાસ રાખી એક વાર કામ સોંપી જુઓ. આ મલકા એના જીવના જોખમે પણ એ બજાવતા પાછી પાની નહિ કરે."

"તો સાંભળ. મનીઆ મુબારકને છોડાવવા કેદખાના તરફ ગઇ છે. તું એની પાછળ પાછળ જઇ તપાસ કર. અગર જો એ એને છોડાવવામાં સંફળ થાય તો ઠીક છે, નહિ તો તું એને..."

"પણ બ્હેન ! હું અંદર કેવી રીતે જઇ શકીશ ?"

"લે આ મ્હારો [કીમતી હાર, અને ત્યાંના પહેરેગીર રૂસ્તમને કહેજે, કે હું ગુલાલબીબી તરફથી આવી છું. ફકત થોડી વાતચીત કરવા દેવા બદલ એણે ત્હારે માટે આ હાર મોકલાવ્યો છે."

'અને એ એમ છતાં પણ ન માને તો ?"

"તો પછી કંઈ નહિ..."

"ભલે, લાવો..."

"મલકા ગુલાલે આપેલો કીમતી હાર લઈ કેદખાના તરફ ચાલતી થઈ.

*   *   *   *

કોટવાળ ખાનની અંગુઠી બતાવી મનીઆ આ વખતે મુબારક પાસે પહોંચી ચુકી હતી મુબારકે વિચાર્યું, કે આ અંધારા કેદખાનામાં તેને મળવા આવનાર કોઈ હોય તો તે એક ગુલાલ હોઇ શકે ! એટલે એણે પૂછયું:

"કોણ દગાબાજ ગુલાલ ?"

"નહિ મનીઆ......"

"મનીઆ ! તું અહીં ! આ વખતે !" મુબારક એકદમ ચમકયો."

"હા...મુબારક...દગાબાજ ગુલાલની બંને પ્રણય–પત્રિકાઓ ત્હારા ઓરડામાંથી ચોરનાર આજ મનીઆ છે. જો...આ રહી એ બંને ચિઠ્ઠીઓ. પરંતુ તે તમામ મ્હેં ત્હારા પ્રેમને ખાતર કર્યું હતું. મ્હને ચોકકસ ખાત્રી હતી, કે ગુલાલ ત્હને દગો દેશે, અને આખરે મ્હારી શંકા સાચી પડી. મુબારક ! ત્હારી એ ચિઠ્ઠી વાંચતાં જ હું ત્હારી પાછળ પાછળ અહીં સુધી આવી. અહીં આવ્યા પછી તું દગાથી કેદ પકડાયો, એ વાત જાણતાં જ હું જીવનું જોખમ ખેડી અત્યારે ત્હને બચાવવા આવી પહોંચી છું."

" કેવી રીતે ?"

" મ્હારા વસ્ત્રો પ્હેરી કોટવાળ ખાન પાસેથી મેળવેલી આ અંગુઠી બતાવી તું સુખરૂપ બ્હાર નીકળી જા. ત્હારે માટે મ્હેં બ્હાર એક અશ્વ તૈયાર રાખેલો છે, તે ત્હને ન્હાસી જવામાં મદદગાર થશે."

" અને તું ?"

" તું બહાર નીકળશે, તો મ્હને પણ બચાવી શકશે."

" પણ મનીઆ ! હું એક બહાદુર લૂટારા તરીકે મશહુર થયો છું. જીવનની છેલ્લી ઘડીએ એક ઔરતની મદદથી ! અને તે પણ આવે બાયલે રસ્તે ન્હાસી જઇ મ્હારી નામના ઉપર પાણી ફેરવવા નથી માગતો."

" પણ જીંદગી હશે તો નામના જોઇએ એટલી મેળવી શકાશે."

" અહીં જ ત્હારી ભુલ થાય છે. જીંદગીમાં નામના મેળવવાની અને ગુમાવવાની તક ઇન્સાનને ફક્ત એકજ વાર હાંસલ થાય છે."

" મુબારક ! જીવનને ખાતર નહિ તો મનીઆને ખાતર ! એની મહોબતને ખાતર પણ......"

" મનીઆ ! ગુલાલે દગો દીધો, બસ એ પછી સ્ત્રી જાત અને એની મહોબત ઉપર વિશ્વાસ મૂકવાના મ્હેં કસમ ખાધા છે."

" અને એ દગાબાજ ઝેરી નાગણનો એક પણ શબ્દ વિશ્વાસ મૂકવા લાયક નથી, એની હું ખાત્રી આપું છું." કહેતી મલકા ત્યાં દાખલ થઇ.

ગુલાલના કહેવા પ્રમાણે પહેરેગીર રૂસ્તમને લાંચ આપી મલકા કારાગૃહમાં પ્રવેશવા ફાવી હતી. મનીઆ અને મુબારક વચ્ચે થએલી વાતચીત એણે અક્ષરેઅક્ષર સાંભળી હતી. મુબારક એને જોતાં જ બોલી ઉઠયો:

"તું કોણ છે?"

"ગુલાલની દાસી...મ્હારૂં નામ મલકા."

"અહીં કેમ આવી?" મનીઆએ ભવાં ચઢાવી એનો હાથ પકડયો.

"મ્હારી શેઠાણીને આપેલું વચન તું પાળે છે, કે નહિ, તે જોવા......"

"તો શું તું મ્હારી જાસુસ છે?"

"જાસુસ નહિ, બલ્કે ત્હારી દગાબાજીની આગળ વધતી જાળ ચીરી નાખનાર એક વફાદાર બાંદી છું. મુબારક! સરદાર ખ્વાસબેગને ચેતાવી તમને અને ગુલાલને ફસાવનાર બીજું કોઇ નહિ પણ આ દગાબાજ ઓરત પોતે છે."

"ત્યારે શું મનીઆ! આયેશાનું ખૂન કરવામાં અને એ ચિઠ્ઠીઓ હાથ કરવામાં ત્હારો હેતુ મ્હારી ઉપર વૈર લેવાનો હતો?"

"એમ હોય, તો હું આપને છોડાવવા આવું જ શા માટે?"

"ત્હારી મહોબતની જાળ બિછાવવા માટે...મુબારક! આ દગાબાજ ઓરતના એક શબ્દ પર પણ વિશ્વાસ નહિ મૂકતા. ગુલાલને ઝેર આપી પોતાના રસ્તામાં નડતો કાંટો દૂર કરી એ આપને છોડાવવા આવી છે."

"મનીઆ! શું આ ખરી વાત છે?"

"મુબારક! વ્હાલા! મ્હેં જે કંઇ કર્યું છે, તે ત્હારે જ

ખાતર ! મ્હારૂં વેર મ્હારા પ્રેમમાં પત્થર થઈ પડનાર ગુલાલ સાથે હતું, નહિ કે ત્હારી સાથે. અને તેટલા જ માટે ગુલાલને આ દુનિયામાંથી વિદાય કરી હું ત્હને છોડાવી લઇ જવા આવી છું."

"તું શું છોડાવવાની હતી ? મનીઆ ! યાદ રાખ કે આ દુનિયામાં શેરને માથે સવાશેર પડેલા છે. ત્હારી વૈર આપવાની યુકિત નિષ્ફળ નીવડી છે. મ્હારી શેઠાણી ગુલાલે ત્હને આબાદ છેતરી છે."

"તો શું ગુલાલ હજુ જીવે છે ?" મુબારકની આંખોમાં અજાયબી અને આશાના ચમકારા ચમકયાં. એકી સાથે બોલી પડયા.

"તો શું દગો વિશ્વાસઘાત...મ્હારી સાથે રમવામાં આવ્યો છે ?" મનીઆએ મલકાનો ચોટલો પકડયો.

"કરો તેવું ભરો એ દુનિયાનો કાયદો છે. ત્હેં મુબારકને દગો કીધો, તો ગુલાલે ત્હને દગો દીધો."

"તો લે...લેતી જા..."

મનીઆએ મલકાને ઠાર મારવા કટાર ઉગામી. પણ ચાલાક મુબારકે એ પાછળથી એક હાથે પકડી બીજો હાથ એ બૂમ ન મારે એટલા માટે એના મોઢા ઉપર દબાવી દીધો. થોડી વારે એ બેહોશ થઇ પડી, એટલે મુબારકે એને જમીન ઉપર પડતી નાખતા મલકાને કહ્યું: "કહે, ત્હારી શેઠાણીની શી ખબર છે ?"

"આપને કોઇ રીતે હું મદદ કરી શકતી હોઉં, તો ફરમાવો. એટલા માટે જ મ્હને મોકલવામાં આવી છે."

"મલકા ! ત્હારી શેઠાણીને મ્હારી સલામ સાથે કહેજે, કે મુબારકે તમને દગાબાજ ધારી લેઇ ન કહેવાના વચન કહ્યા છે, તેને માટે એ તમારી માફી માગે છે. બસ... બાકી આ મુબારક કોઇ પણ બાયલે રસ્તે ન્હાસી જવા તૈયાર નથી. એ વીર તરીકે જીવ્યો

છે, તો વીર તરીકે જ મરી બતાવશે."

"આહા! લોકો જેને સંગદીલ અને શયતાન કહે છે, તે **શયતાન કે ફરિસ્તો** છે?" મલકા સ્વગત બબડી.

"તેમ છતાં જો ત્હારાથી બની શકે તો......" મુબારક વળી કંઇ વિચાર આવતાં બોલ્યો.

"જલ્દી કહી નાખો."

"હું નિશાની આપું એ જગ્યાએ જઇ મ્હારા સરદાર સરફરાજને મ્હારો સંદેશો પહોંચાડે તો......"

"લાવો, લખી આપો."

મુબારકે મનીઆ પાસેથી ગુલાલના લખેલા પેલા બે પ્રેમ પત્રો ખૂંચવી લીધા. તેની પાછળ એણે પોતાના જમણા હાથના કાંડામાંથી લોહી કાઢી એજ કટાર વડે સરફરાજને સંદેશો લખ્યો:

**મિત્ર સરફરાજ,**

હું શાહના કેદખાનામાં કેદ છું. કાલે સાંજે મ્હને દેહાંત-દંડની શિક્ષા થશે, એમ માનું છું. તો તે પહેલાં ખાન અને હુસેનના માથા મ્હારા માથાની સાથે જ ધડથી જૂદા થવાનો પયગામ શાહને પહોંચાડજે. અને છેવટ કોઇ જ આશા ન જણાય, તો બંને કૈદીઓને આગળ કરી તમામ માણસો સાથે મયદાને પડી વીરતાથી પ્રાણ આપજો, પણ મુબારકના એક માથાના બદલામાં દુશ્મનના એ બંને કૈદીઓના માથા કપાવા જ જોઇએ, એ ફરીથી કહેવું નહિ પડે.

લી. **મુબારક.**

મુબારકે પત્ર લખી એના હાથમાં આપ્યો. ઓળખાણ માગે તો આ બે પત્રોની જ નિશાની આપજે. બસ...જા...સવાર પડવા આવી છે. દુસ્મનો ત્હારી પૂંઠ પકડે તે પ્હેલાં હું બતાવું તે જગ્યાએ પહોંચી જા."

તે પછી કઇ જગ્યાએ કેવી રીતે જઇ કોને મળવું ? એ સર્વથી એને વાકિફગાર કરી. મલકા આવી હતી, તેમ બ્હાર નીકળી. એની નજર મનીઆ મુબારકને ન્હસાડવા આગળથી તૈયાર કરીને જે અશ્વ સાથે લાવી હતી, તેની ઉપર પડી. એજ અશ્વ ઉપર બેસી એ સાહસિક બાળાએ લગામ ખેંચી મૂકી.

એના ગયા પછી થોડી વારે મનીઆ હોશમાં આવતાં જ બેઠી થઇ ગઇ. મુબારકને કેદખાનામાં જોતાં જ એને કંઇક આશ્ચર્ય થયું. પરંતુ એણે ત્યાં પેલી રંગમાં ભંગ પાડનાર મલકાને ન જોઇ. પોતાની કાતીલ કટાર હાથમાં લેતા એ દાંત પીસીને બોલી: "મુબારક ! મ્હારા આ અપમાનનો બદલો હું કેવો ભયંકર રીતે લઉં છું...તે કાલે જોજે...... અને ત્હારી એ ગુલાલ તેમજ મલકા બંનેને પણ જોઇ લઇશ......"

"હા...હા...હા...હા...હા..." મુબારક હસી પડયો.

મનીઆ ક્રોધથી ધુંધવાતા અંતરે બ્હાર નીકળી. બ્હાર નીકળતાં જ એણે પહેરેગીર રૂસ્તમને પૂછ્યું: "પેલી છોકરીને ત્હેં કોની રજાથી અંદર આવવા દીધી હતી ?"

"એ ગુલાલ બીબીની દાસી હતી ?"

"કયાં ગઇ ?"

"એક ઘોડા ઉપર બેસી થોડી વાર ઉપર ક્યાંક ચાલી ગઇ."

"ત્યારે મુબારકને ન્હસાડવાના કાવત્રામાં તું પણ સામીલ થયો લાગે છે. મ્હારે આ બાબતની ખબર સરદાર ગ્યાસબેગને આપવી પડશે."

"મ્હારી ભૂલ થઇ... હવે હું કોઇને પણ અંદર નહિ દાખલ થવા દઉં."

"ઠીક છે... તો ધ્યાન રાખજે, જો કેદી ન્હાસવા પામ્યો, તો એને બદલે ત્હને જ ફાંસીએ લટકાવવામાં આવશે."

એટલું કહી એ ગુલાલના મહેલ તરફ ચાલતી થઇ. એ સારી રીતે સમજતી હતી, કે પહેરેગીરની આ ફરિયાદ ગ્યાસબેગ પાસે રજૂ કરવા જતાં પહેરેગીર પોતાને પણ દાખલ થવા દીધી હતી, એ વાત કદાચ કહી દે. વળી મલકાને મુબારકે સરફરાજને ખબર કરી મદદ લઇ આવવા મોકલી હોય. તો પણ પોતે સરફરાજ અને અફજલ બંનેનાં ખૂન કરી ચુકી હોવાથી એ કોઇની પણ મદદ મેળવી શકનાર નથી, એવી એને ખાત્રી હતી, એટલે એણે એ બાબત ઉપર પોતાનું વધુ લક્ષ ન આપતાં મુબારક અને ગુલાલ ઉપર વેર લેવા તરફજ ધ્યાન આપ્યું.

એ જ્યારે ગુલાલની પાસે આવીને ઉભી રહી, ત્યારે એટલું જ બોલીઃ "ગુલાલબીબી ! આ મનીઆની બાજી ઉંધી વાળવાની તમારી તમામ ચાલાકી નિષ્ફળ નીવડી છે. દુશ્મનને ન્હસાડવા જતાં એ તમારા કાકાને હાથે મારી ગઇ છે, એટલું જ નહિ પણ એને મોઢે મ્હને છેતરવાની તમારી આ ચાલાકી જાણ્યા પછી મ્હેં

પણ તમારા એ આશકના છૂટકારાને માટે પ્રયત્ન કરવો માંડી વાળ્યો છે. આ મનીઆની સાથે ચાલાકી રમનારના હાલ કેવા બુરા થાય છે, એ કાલે દરબારમાં જોજો......"

ગુલાલ તો એના આ ખુલાસાએ સજ્જડ જ થઇ ગઇ. એ બાપડીએ મલકાના મૃત્યુની વાત સાચી માની લીધી. જેને માટે એણે મનીઆને છેતરી હતી, એ મુબારક હજુ મ્હોતના ડાચામાં જેમનો તેમ કાયમ પડ્યો છે, એ વાત જાણતાં એના હૃદયને એવો તો આઘાત લાગ્યો, કે એ એજ ઘડીએ "ઓ ખુદા ! હું આ શું સાંભળું છું ?" એમ બોલી એ ત્યાં જ બેહોશ થઇ તૂટી પડી.

પછી મનીઆએ પોતાનું વૈર કેવી રીતે વાળ્યું ?



## પુષ્પ: ૨૦ "મ્હોતનો પયગામ"





પ્રભાતના આછા આછા અજવાળા ચોમેર પથરાઇ રહ્યા હતા. એ અજવાળે અજવાળે મુબારકે આપેલી નિશાની મુજબ મલકા આગળ વધી રહી હતી. ત્યાં દૂરથી એની નજર પેટે ઘસડાઇને આગળ રસ્તો કાપવા પ્રયત્ન કરતા એક લોહીલોહાણ ઇન્સાન ઉપર પડી. એણે પોતાના આગળ વધતા અશ્વને અટકાવી એની ઉપર બેઠા બેઠાં જ પ્રશ્ન કર્યો: "તું કોણ છે ?"

"પહેલાં તું કોણ છે, એ જવાબ આપ." એ ઘાયલ મનુષ્યે

સ્હામો સવાલ કર્યો.

"હું લૂટારૂ મુબારકને મળવા જાઉં છું."

"મુબારક!" એ ફાટી આંખે અચંબો પામતો એની તરફ જોઇ રહ્યો.

"હા... તું એને ઓળખે છે? ઓળખતો હોય, તો હું ત્હને મ્હારા અશ્વ ઉપર બેસાડી લઉં. તું મ્હને એનું રહેઠાણ બતાવીશ?"

"ઓળખાણ આપ્યા સિવાય નહિ..."

"હું મુબારક તરફથી એક અગત્યનો સંદેશો એના સરદાર સરફરાજને પહોંચાડવા..."

"સરફરાજ!" એ ઘાયલ ઇન્સાન ગર્જના કરી ઉઠ્યો: "સરફરાજ તો મ્હારૂં પોતાનું નામ છે......"

મલકા અશ્વ ઉપરથી નીચે ઉતરી પડી. સરફરાજે એને પોતાની આ હાલત કેવી રીતે થઇ, તે બીના કહી સંભળાવી. પોતે જે ઇચ્છાથી આવી હતી તે આવી રીતે અચાનક પાર પડતાં અલ્લાહના લાખો અહેશાન માનતી મલકાએ એને એજ જગ્યાએ મુબારકનો સંદેશ પત્ર આપી પોતાની ઓળખાણ આપી. પોતાનો સ્વામી સંકટમાં છે, એ સાંભળતાં જ સરફરાજને ઝનૂન ચઢી આવ્યું. દગાબાજ મનીઆને જાનથી મારવાનો નિશ્ચય કરી એ બોલ્યો: "મલકા! ઉતાવળ કર. મ્હારા માલીકનો એક વાળ પણ વાંકો થાય, તે પહેલાં સરફરાજે લાખો મોગલોના લોહી વેરવાં જોઇએ."

મલકાએ એને ટેકો આપી અશ્વ ઉપર ચઢાવ્યો. બંને જણા

અશ્વ ઉપર બેઠા. બીજી જ પળે સરફરાજે બતાવેલી દિશામાં મલકાએ લગામ ખેંચી ઘોડાને પૂરપાટ છોડી મૂકયો.

*          *          *

આખા શહેરમાં આજ લોકો ઠેર ઠેર એજ વાતો કરતા હતા, કે ડાકૂ મુબારકને બંને આંખો ફોડી નાખવાની આજે ભયંકર સજા થનાર છે, અને એ સજા અમલમાં મૂકવાની મનીઆ નામની કોઈ સ્ત્રીની માગણી સરદાર ગ્યાસબેગના કહેવાથી અકબર બાદશાહે મંજૂર રાખી છે.

સરદાર ગ્યાસબેગ અને બીરબલ જેવા ઉમરાવોનો અભિપ્રાય ! મનીઆ જેવી સ્ત્રીનો જીવતો ને જાગતો પૂરાવો ! વિશેષમાં ગુલાલની મોઢામોઢ કબૂલાત ! પછી મુબારકને સજા થાય એમાં શી નવાઇ ? આજ દરબારમાં એનો ન્યાય થઈ ચૂકયો હતો. સાંજે ચાર વાગે આગ્રા શહેરના મધ્ય ચોકમાં એ શરીફ ડાકૂની બંને આંખો ફોડી નાખવાની સજા ઉપર શાહની મહોરછાપ પડી ચૂકી હતી.

વખતને જતાં વાર લાગતી નથી. જોતજોતામાં ચારનો સમય થતાં શહેરીઓ તીડના ટોળાની માફક ચોકમાં એકઠા થઇ ગયા હતા. એક બાજુ શાહ અકબર પોતે આવી બેઠો. એની બંને બાજુએ સરદાર ગ્યાસબેગ અને બીરબલ ઉભા હતા. સરદાર ગ્યાસબેગની ઇચ્છા મુજબ ગુલાલની અનિચ્છા છતાં એને આ નિર્દય હત્યાકાંડ નજરોનજર બતાવવા ત્યાં ખેંચી લાવવામાં આવી હતી. સ્હામે એક લાકડાના મજબૂત થાંભલા સાથે લૂટારૂ મુબારકને ખુલ્લી છાતીએ બાંધવામાં આવ્યો હતો. દીવાની મનીઆ પોતાનું વૈર લેવા

લોખંડના બે લાંબા અણીદાર સળીઆઓ ધગધગતા અંગારામાં તપાવી રહી હતી.

શાહની આજ્ઞા થતાં જ બીરબલે પાસે જઈ એની છેલ્લી ઇચ્છા જાહેર કરવા કહ્યું. સહુ કોઇ સાંભળે એમ એ બોલ્યો: "હું વીર છું, ને વીરને મ્હોતે મરવા માગું છું. દયાની ભીખ માગી હું જીવવા માંગતો જ નથી. મ્હેં જે કંઈ કીધું છે, તે હું અને મ્હારો પાક અલ્લાહ બેઉ જાણીએ છીએ. તેમ છતાં જો ઇન્સાફી અકબરશાહ મ્હારી છેલ્લી ઇચ્છા પૂરી કરવા જ માગતા હોય, તો હું એટલું જ માગું છું, કે મ્હને આમ બાયલે મ્હોતે મારવા કરતાં તલવાર આપીને વીરને મ્હોતે મરવાની તક આપે."

શાહ એના આ વીરતાભર્યાં ઉદ્ગારોથી છક્ક થઇ ગયો. એ એની પાસે આવી બોલ્યો: "વીર લૂટારૂ! જો કે ત્હારી વીરતાભરી માગણીને માટે હું ત્હને શાબાશી આપું છું, પરંતુ લાચાર છું, કે ત્હારી એ માગણી હું મંજૂર કરી શકતો નથી. તેમ છતાં તું જો બેગુનાહ હશે, તો ઇન્સાફી અલ્લાહ ત્હને કદાપી પણ અન્યાય નહિ જ થવા દે. જો એની ગયબી શકિત ત્હારી મદદે હાજર થઇ, ત્હારી નિર્દોષતાની ખાત્રી આપી શકશે, તો આ શાહ ખુશીથી તે વખતે ત્હારી માગણી મંજૂર કરશે."

શાહે એટલું કહી પોતાની જગ્યા લીધી. મનીઆ એ લાલચોળ ધગધગતા સળીઆઓ લઈ એની સ્હામે જઇ ઉભી. ગુલાલે આંખો મીંચી દીધી. મુબારકે હાસ્યની આછી રેખા હોઠો પર ફરકાવતાં કહ્યું: "મનીઆ! ધન્ય છે ત્હારી મહોબતની જાળમાં ફસનાર પ્રેમીને!"

"મુબારક! એક પ્રેમમાં નિરાશ થએલી ઇર્ષાળુ ઔરત પોતાનું વૈર કેવી રીતે લે છે, તે જો......"

"ખુશીથી બતાવ. મનીઆ! ઇતિહાસમાં મુબારકનું નામ પ્રેમને ખાતર પ્રાણ આપનાર તરીકે, અને મનીઆનું નામ પ્રાણ લેનાર તરીકે લખાય, એથી વધારે આનન્દની વાત બીજી કઇ હોઇ શકે?"

મનીઆને એના આ શબ્દો હાડોહાડ લાગ્યાં. પણ જેવી એ તપેલા સળીઆ એની આંખો પાસે લઈ ગઈ, તેવી જ એની નજર એની ખુલ્લી ડોકમાં લટકતા તાવીજ ઉપર ગઇ. એ ચોંકી. કારાગૃહમાં કોટવાળ ખાને આ એકસરખા ચાર ભેદી તાવીજનો જે ઇતિહાસ કહ્યો હતો, તે એને સાંભરી આવ્યો. એક હાથમાં બંને સળીઆ પકડી એણે એ ભેદી તાવીજ એની ડોકમાંથી બીજે હાથે આંચકો મારી તોડી લીધું. ત્યાંજ એક સડસડાટ કરતું તીર આવી એની પાસે પડયું. એના હાથમાંથી પેલા સળીઆ અને તાવીજ બંને નીચે પડી ગયા. એની આંખો એ તીરને જોતાંજ ફાટી ગઇ..."લાલ ચિઠ્ઠી." એના મોઢામાંથી એટલા શબ્દો બ્હાર પડી ગયા. મુબારકના મોઢા ઉપર હાસ્યની લહરીઓ ફરકી રહી

સરદાર ગ્યાસબેગ, શાહ તથા બીરબલ તમામ ત્યાં દોડી આવ્યા, બીરબલે ચિઠ્ઠી ઉપાડી ખોલી એમાં લખેલું હતુ, કેઃ—

**મ્હોતનો પયગામ**

**મુબારકના માથા સાટે હુસેન અને ખાનના માથા લેવાશે.**

**સરફરાજ.**

બીરબલ ગ્યાસબેગ અને અકબર ત્રણે એકેકના મોઢા તરફ જોઈ રહ્યા. ત્યાં દૂરથી ધૂળના ગોટેગોટા ઉડતા દેખાયા. સહુથી આગળ દોડતો એક ઘોડેશ્વાર જોતજોતામાં ત્યાં આવી ઉભો રહ્યો. મોઢા ઉપરથી પોતાનો ભેદી બુરખો દૂર કરતાં જ તલવારના એકે ઝાટકે મુબારકને બાંધેલી રસ્સી કાપી નાખી એ એના પગમાં પડયોઃ સરદાર ! બંદો સરફરાજ આપની સેવામાં હાજર છે."

"તું કોણ છે ?" અકબરે લાલચોળ આંખે એને પૂછ્યું.

"આપના એક વખતના અમીર ઇનાયતખાંના પુત્ર મુહમ્મદ મુબારકનો વફાદાર નોકર......"

"ઇનાયતખાં... ઇનાયતખાં..." તમામના મોઢામાંથી એકજ ઉદ્‌ગાર સામટો નીકળી ગયો.

મનીઆ પણ આ વખતે પેલા ભેદી તાવીજની અંદરથી ભોજપત્ર બ્હાર ખેંચી કાઢી એની ઉપરનું નામ વાંચી ચૂકી હતી. મુબારકે હસતા હસતા એ નીચે પડેલું માદળીયું તથા ભોજપત્ર મનીઆના હાથમાંથી ખૂંચવી લઈ શાહના હાથમાં મૂકયા. શાહે એ જોયું ને વાંચ્યું. એ કંઇ બોલે એ પહેલાં એક કારમી ચીસ સંભળાઇ. મનીઆએ પેલા ધગધગત્તા સળીઆઓ પોતાની આંખોમાં ચાંપી પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કર્યું હતું.

"મુબારક ! મ્હારા શબ્દ પ્રમાણે હું ત્હને એકજ શર્તે જીવતદાન આપી શકું છું."

"અને તે ?"

"ત્હારી વીરને મ્હોતે મરવાની માગણી મંજુર કરૂં છું. જો દ્વંદ્વ યુદ્ધમાં તું જીતશે, તો ત્હને મારી સાથે ત્હારા પિતાની જગ્યા

પાછી સોંપીશ, અને હારીશ તો ખાન તથા હુસેનનો કબ્જો સોંપી ત્હારે દેહાંત દંડની સજા ભોગવવી પડશે."

"મ્હને તે કબૂલ છે."

મુબારકે શાહના તમામ જવાંમર્દોને તલવારબાજીની ચેલેંજ આપી. સરદાર ગ્યાસબેગ બાદશાહની સલ્તનતનું નાક રાખવા આગળ આવ્યો. બંને વચ્ચે પટાબાજીનો ખુનખાર જંગ જામ્યો. આખરે ગ્યાસબેગની તલવાર ઉપર મુબારકની તલવારનો સજ્જડ ફટકો લાગતાં એના બે કટકા થઇ ગયા. મુબારક જીત્યો. શાહે એનો હાથ પોતાના હાથમાં લઇ એને સાબાશી આપતાં બીરબલ અને ગ્યાસબેગની સાથે પણ હાથ મેળવાવ્યા. આમ એક લૂટારૂને શાહે અભયદાન આપી દુશ્મનમાંથી પોતાનો દોસ્ત બનાવ્યો.

તે પછી લૂટારૂ મુબારકે પોતાનો ભેદી ઇતિહાસ સર્વ સમક્ષ કહી સંભળાવ્યો.



JAIN VIJAYANAND PRINTING PRESS KANPITH BAZAR SURAT